# પ્રાસ્તાવિક

મોરારજી દેસાઈ વિસ્તૃત ચરિત્રગ્રંથના અધિકારી છે. એવો જ ચરિત્રગ્રંથ લખવાની એક તક સામે ચાલીને મારી સમક્ષ આવી ત્યારે હું એ સ્વીકારી શક્યો નહિ એનો મને કાયમ અફસોસ રહ્યો છે. એ ગ્રંથ માટે મને સુલભ કરી આપવામાં આવનારી સામગ્રી પરથી અન્ય વ્યક્તિને હાથે એક પુસ્તક લખાયું. પણ તે વિસ્તૃત જીવનચરિત્ર ન બન્યું. એવા ચરિત્રગ્રંથની ખોટ હજી ઊભી છે. મોરારજીભાઈની આત્મકથા 'મારું જીવનવૃત્તાંત' તો સુલભ છે પણ આત્મકથા ચરિત્રગ્રંથનું સ્થાન લઈ શકે નહિ.

સત્તા પર રહેલા રાજકારણીઓમાં ગાંધી-વિચારને અને ગાંધી-જીવનપદ્ધતિને સૌથી વધુ દૃઢતાપૂર્વક વળગી રહેલા જે થોડાક માણસો થઈ ગયા તેઓમાં મોરારજી દેસાઈને આગળ પડતા સ્થાને મૂકી શકાય.

એમણે 12 વર્ષ સરકારી નોકરીમાં, 12 વર્ષ મુંબઈ પ્રાંતમાં પ્રધાન તરીકે અને 12 વર્ષ કેન્દ્રમાં પ્રધાન તરીકે કામ કર્યું. એમની કમનસીબી એ હતી કે જે બે વખત એ સત્તાની ટોચ પર હતા ત્યારે ધાર્યાં કામ ઓછાં કરી શક્યા. 1952-56 દરમિયાન મુંબઈમાં મુખ્યપ્રધાન હતા ત્યારે સંયુક્ત મહારાષ્ટ્ર અને મહાગુજરાતનાં આંદોલનોમાં અટવાવું પડ્યું. 1977-79માં કેન્દ્રમાં વડાપ્રધાન હતા ત્યારે જમણેરી, ડાબેરી અને મધ્યસ્થ પક્ષોને એક રાખવાની મથામણમાં બંધાયેલા રહ્યા. સત્તા પરથી એમને હાથે થયેલાં ઉત્તમ કાર્યો બન્ને સ્થળે બીજા ક્રમના પ્રધાન તરીકે થયાં—મુંબઈમાં મહેસૂલપ્રધાન અને ગૃહપ્રધાન તરીકે અને દિલ્હીમાં વેપાર-ઉદ્યોગખાતાના પ્રધાન, નાણાંપ્રધાન અને નાયબ વડાપ્રધાન તરીકે.

સરકારી નોકરી, રાજકરણ અને શાસનપ્રવૃત્તિમાં મોરારજીભાઈ ખાસ ઇચ્છાપૂર્વક કે યોજનાપૂર્વક જોડાયા નહોતા. ભણ્યા પછી એમને પ્રૉફેસર થવું હતું પણ સંજોગો ડેપ્યુટી કલેક્ટરની સરકારી નોકરીમાં ખેંચી ગયા. 12 વર્ષે એ નોકરીમાંથી રાજીનામું આપ્યું તે પછી ગાંધીજીના આશ્રમમાં રહી ગાંધીજીના ખ્યાલ મુજબનું આશ્રમી જીવન જીવવાની ઇચ્છા હતી. તે માટે પ્રયત્ન પણ કર્યો. પણ આ વખતેય

સંજોગોએ ઇચ્છા પર પાણી ફેરવ્યું એટલે રાજકીય પ્રવૃત્તિમાં જોડાયા. મુંબઇનું મુખ્ય પ્રધાનપદ છોડ્યા બાદ રચનાત્મક કામમાં જોડાવું હતું. પણ વડાપ્રધાન નેહરુએ એમને કેન્દ્રીય પ્રધાનમંડળમાં જોડાવા દિલ્હી બોલાવી લીધા. એમના જીવનમાં આવા આવા અનેક વળાંકો આવ્યા હતા અને જીવન એમની ઇચ્છા કે ધારણા કરતાં જુદી દિશાએ વળ્યું હતું.

કોઈ પણ સંશોધક-લેખક માટે મોરારજીભાઈનું ચરિત્રલેખન એક ઉપાડી લેવા જેવો પડકાર છે. જેને વિશે અસંખ્ય ચર્ચાસ્પદ-વિવાદાસ્પદ મુદ્દા ઊભા થાય, અને જેને વિશેના એ મુદ્દાઓનો નિર્ણય સંશોધન-ચિંતન વિના ન થઈ શકે, એવી વ્યક્તિ ચરિત્રલેખકોને અવશ્ય આકર્ષે.

અત્યારે તો મને જે ટૂંકો સમય આપવામાં આવેલો તે સમયમાં લખી શકાય એટલી ચૂંટી કાઢેલી હકીકતોની બનેલી જીવનકથા અહીં આપી છે. એટલા ઉપરથી પણ મોરારજી દેસાઇની એક આછી છતાં યથાર્થ આકૃતિ વાચકના મનમાં સર્જાશે એવી આશા રાખું છું.

**યશવંત દોશી**

**મુંબઈ**
**4 ફેબ્રુઆરી 1997**

# વિષયસૂચિ

# બાળપણ અને શિક્ષણ

શ્રી મોરારજી દેસાઇની જીવનકથા એક કપરા ચઢાણની કથા છે. મઢૂલીથી મહેલ સુધીની લાંબી મજલની કહાણી છે. એમની ચડતીનો ઇતિહાસ કોઈ ચમત્કારની કથા નથી. સતત પુરુષાર્થથી મેળવેલી સિદ્ધિઓની કથા છે. જીવનભર એ વિપરીત સંજોગો સામે લડ્યા અને વિજયી થયા. એક સાધારણ સ્થિતિના શિક્ષકના પુત્ર ભારતના વડાપ્રધાનપદ સુધી પહોંચ્યા. સ્વતંત્ર ભારતના એ ચોથા વડાપ્રધાન હતા. એમની સફળતાના પાયામાં આત્મશ્રદ્ધા અને કર્તવ્યનિષ્ઠા રહેલાં હતાં. આત્મશ્રદ્ધામાંથી દઢતા પ્રગટી હતી અને કર્તવ્યનિષ્ઠામાંથી કાર્યકુશળતા. એમનું ચારિત્ર્ય ઇશ્વરશ્રદ્ધા અને નીતિનિષ્ઠાથી ઘડાયું હતું. ઇશ્વરશ્રદ્ધામાંથી નિર્ભયતા જન્મી હતી અને નીતિનિષ્ઠિાએ જીવનમાં સાચી દિશા બતાવી હતી.

મોરારજીભાઇના પિતા રણછોડજી નાગરજી દેસાઈ આજીવન શિક્ષક હતા. એ વલસાડના અનાવિલ બ્રાહ્મણ હતા. અન્ય અનાવિલોની જેમ એ પૈસેટકે સમૃદ્ધ નહોતા, પણ વિદ્યાપ્રેમી અને સંસ્કારી હતા. જેમ તેમ કરી એ ઇન્ટર સુધી ભણ્યા. પછી ભાવનગર રાજ્યના શિક્ષણખાતામાં નોકરી મળતાં પચીસ વર્ષ સુધી એમણે શિક્ષક તરીકે કામ કર્યું. આ નોકરીને લીધે રણછોડજીને કુંડલા, મહુવા અને ભાવનગરમાં રહેવું પડ્યું. વર્ષો સુધી એ કુટુંબથી દૂર એકલા રહેલા.

રણછોડજી દેસાઈ દેખાવે ઊંચા અને પ્રભાવશાળી હતા. એમનું વ્યક્તિત્વ સૌની ઉપર છાપ પાડે તેવું હતું. એ અત્યંત પ્રામાણિક અને નીતિમાન હતા. એમનું ચારિત્ર્ય અનુકરણીય હતું. નિયમપાલન અને શિસ્ત ઉપર એ ખાસ ભાર મૂકતા. સમય સાચવવાનો એમને ખૂબ આગ્રહ હતો. સ્વીકારેલા સિદ્ધાંતોને એ દઢતાથી વળગી રહેતા. એ ઓછાબોલા હતા પણ બોલે ત્યારે ચોખ્ખેચોખ્ખું કહી દેતાં અચકાતા નહિ. કદી કોઇની ખુશામત કરતા નહિ.

આવા ગુણોને લીધે રણછોડજી દેસાઈ કડક સ્વભાવના ગણાતા. પણ વિદ્યાર્થીઓ ઉપર એ ખૂબ પ્રેમ રાખતા. એમના ચારિત્ર્ય ઘડતરમાં ઊંડો રસ લેતા. એમને મારતા કે ધમકાવતા નહિ. ઉપદેશ આપવાને બદલે પોતાના વર્તનથી જ સારા ચારિત્ર્યની છાપ પાડતા. વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓને માટે એ પૂછવા-

ઠેકાણું હતા. ગામલોકો પણ એમની સલાહ માગતા. એમને વ્યવસ્થિતતાનો ઘણો આગ્રહ હતો. ઘરમાં કોઈ ચીજ તેની જગ્યાએ મૂકેલી ન હોય તો એ પોતે જ ઉપાડીને યોગ્ય સ્થાને મૂકી દેતા. બીજા કોઈને કહેવાને બદલે જાતે જ કામ કરી લેવામાં એ વધુ માનતા.

રણછોડજીની આર્થિક સ્થિતિ કાયમ નબળી રહી છતાં એ માટે એ કદી ફરિયાદ કરતા નહિ. ઈશ્વર રાખે તે સ્થિતિમાં સંતોષ માનવો એવી એમની મનોવૃત્તિ હતી. એથી એમના મનમાં ક્યારેય વિષાદ જન્મ્યો નહિ. હંમેશ પ્રસન્નતા જ રહી. નોકરીમાં એમણે કદી સામે ચાલીને પગારવધારો માગ્યો નહિ. આપોઆપ જે મળ્યો તે સ્વીકાર્યો. કોઈ પાસે કદી હાથ લાંબો કર્યો નહિ. સાદાઈ અને કરકસર એમના જીવનમાં વણાઈ ગયાં હતાં.

રણછોડજીનાં પહેલાં પત્ની કાશીબહેને સાસુ દેવબહેનના જુલમથી ત્રાસીને આત્મહત્યા કરેલી. બીજું લગ્ન ભદેલી ગામના ગોપાળજી વસનજી દેસાઈની જાજરમાન અને પ્રતિભાશાળી પુત્રી મણિબહેન સાથે થયું.

રણછોડજીની પ્રામાણિકતા એવી હતી કે તેમણે વેવિશાળ થતાં પહેલાં જ ગોપાળજી દેસાઈને કાશીબહેનની આત્મહત્યાની વાત જરાયે છુપાવ્યા વિના સ્પષ્ટ કહી દીધી. પછી ઉમેર્યું : ''તમારી દીકરીમાં મારી માનો ત્રાસ સહન કરવાની તૈયારી હોય તો મારી ના નથી.'' ગોપાળજીએ કહ્યું : ''મેં એ બધાનો વિચાર કરી લીધો છે. મને તમારી વિવેકબુદ્ધિમાં વિશ્વાસ છે.''

ગોપાળજી દેસાઈ જબરા સિદ્ધાંતવાદી હતા. અમુક નિર્ણય કર્યો પછી તેને દૃઢતાથી વળગી રહેતા. દૃઢતા લગભગ જક્કીપણાની હદે પહોંચતી. ''આમ જ કરીશ, નહિ તો ઝેર ખાઈશ'' એવું એ વારંવાર બોલતા. એથી ગામના લોકો એમને 'ગોપાળજી ઝેરખાઉ' નામથી ઓળખતા.

ગોપાળજી દેસાઈએ જાતમહેનતથી સમૃદ્ધિ પ્રાપ્ત કરી હતી. એ ખેતી કરતા અને ખેતપેદાશોનો વેપાર કરતા. ઘરે દુઝાણું હતું. સાત-આઠ ઢોર હતાં. પ્રારંભમાં એમની આર્થિક સ્થિતિ નબળી હતી, પણ મણિબહેનના જન્મ પછી જાહોજલાલી આવી. આથી એમને મણિબહેન ઉપર ખૂબ ભાવ હતો. મણિબહેન એમને લક્ષ્મીજીનો અવતાર લાગતાં.

મણિબહેન ઊંચાં અને દેખાવડાં હતાં. ગુજરાતી પાંચમી સુધી ભણ્યાં હતાં. રણછોડજી અને મણિબહેનની સુંદર જોડી કોઈને પણ અદેખાઈ આવે એવી હતી. પતિની આર્થિક સ્થિતિ સાધારણ હોવા છતાં મણિબહેન માથું ઊંચું રાખીને સંસાર ચલાવતાં. કોઈથી અંજાતાં નહિ.

રણછોડજી અને મણિબહેનના પ્રસન્ન દાંપત્યની એમનાં સંતાનો ઉપર ઘણી હિતકારક અસર પડેલી. મોરારજીભાઇએ એ વિષે કહ્યું છે – ''મારા પિતા કદી ઊંચે સાદે બોલતા નહિ. એમને મેં મારાં માતુશ્રી જોડે ઝઘડતાં ક્યારેય જોયા નથી. અમારા ઘરમાં વાસણ ખખડતાં નહિ. અમારાં માતા અને પિતા વચ્ચે જે મેળ હતો તેણે અમારા મન ઉપર બહુ ઘેરી અસર કરી હતી. અમારી આસપાસ પ્રસન્નતાનું અને સંવાદનું વાતાવરણ હતું. આવાં માતાપિતા પ્રાપ્ત કરવા માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું.''

મોરારજી મણિબહેનના મોટા પુત્ર. તેમનો જન્મ 1896ના ફેબ્રુઆરીની 29મીએ ભદેલીમાં તેમના મોસાળમાં થયો હતો.

પોતાની પ્રિય પુત્રી મણિબહેનના પ્રથમ પુત્રના જન્મથી ગોપાળજી દેસાઇના આનંદનો પાર નહોતો. એમણે મોરારજીના જન્મની ધામધૂમથી ઊજવણી કરી. બાળક મોરારજી કોઇને પણ જોતાં વેંત ગમી જાય એવા આકર્ષક અને હસમુખા હતા. ગોપાળજી દેસાઈએ તો બાળકની હસ્તરેખા જોઇને ભવિષ્ય પણ ભાખ્યું કે આ છોકરો નામ કાઢશે અને કુટુંબનું નામ ઉજાળશે.

પાછળથી, મોરારજી દસેક વર્ષના હતા ત્યારે, એમના પિતા રણછોડજીએ કહેલું કે ''આ મોરારજી ભવિષ્યમાં મહાન બનવાનો છે. તમે તાંબાને પતરે લખી રાખજો.''

મોરારજીના મોટા મામા હરિભાઈ ગોપાળજી દેસાઈ ભદેલીના પહેલા જ ગ્રેજ્યુએટ હતા. એ રેવન્યુ ખાતામાં મામલતદારની પદવી સુધી પહોંચેલા. એમને મોરારજી ઉપર બહુ જ હેત હતું. એમણે મોરારજીનું નામ 'દેવ' પાડેલું અને એ જ નામે એમને બોલાવતા. આ મામાએ પણ આગાહી કરેલી કે અમારો આ દેવ ગોપાળજી દેસાઇનું નામ દીપાવશે.

## ચાર ગામની શાળાઓમાં

શાળાના શિક્ષણ દરમિયાન મોરારજીને ચાર ગામની પાંચ શાળાઓમાં ભણવું પડ્યું. મોરારજીના પિતાની નોકરી ભાવનગર રાજ્યમાં હતી એટલે માતા મણિબહેન મોટે ભાગે ભદેલીમાં એમના પિયરમાં રહેતાં. મોરારજીના શિક્ષણનો પ્રારંભ ત્યાં થયો.

મોરારજી પ્રાથમિક શાળાના ત્રીજા ધોરણમાં હતા ત્યારે એક વાર તેમણે પિતાની સાથે સાથે જવાની હઠ પકડી. શિસ્તના આગ્રહી અને કડક ગણાતા રણછોડજીને મોરારજી પ્રત્યે બહુ કૂણી લાગણી હતી. બાળકની હઠ સામે નમતું મૂકી એ એને કુંડલા લેતા ગયા.

રણછોડજી કુંડલાની અંગ્રેજી ચોથી સુધીની હાઇસ્કૂલમાં હેડમાસ્તર હતા. એ વખતે એ ત્યાં એકલા રહેતા હતા. છતાં મોરારજીને પોતાની સાથે લાવીને તેમણે અત્યંત પ્રેમપૂર્વક તેની સંભાળ રાખી.

મોરારજી કુંડલામાં પિતાની સાથે રહેતા હતા તે વખતનો એક પ્રસંગ છે. ઘરનો નોકર તેમને પ્રાથમિક શાળાએથી ઘેર લઈ જવા આવતો. એક દિવસ નોકરને આવતાં મોડું થયું એટલે મુખ્ય શિક્ષકે મોરારજીને પોતાની પાસે બેસાડ્યા. નોકર મોડો પડેલો એટલે તેણે તેની ભૂલ છુપાવવા ઘેર જઇને રણછોડજીને કહ્યું કે છોકરો ક્યાંક રખડવા જતો રહ્યો છે. આ તરફ મોરારજીનો ઘરનો નોકર આવ્યો નહિ એટલે મુખ્ય શિક્ષકે પોતાના નોકર સાથે મોરારજીને ઘેર મોકલ્યા. પિતાએ પુત્રને રખડુ જાણી ખૂબ માર માર્યો. મોરારજીને તાવ આવી ગયો. બીજે દિવસે મોરારજી તાવને લીધે શાળાએ ન ગયા. શિક્ષક ખબર કાઢવા આવ્યા ત્યારે બધો ખુલાસો થયો અને પિતાને પસ્તાવો થયો. પિતાને પુત્ર ઉપર અનહદ પ્રેમ હતો અને પુત્રને પિતા પ્રત્યે ઊંડો આદર હતો. શિક્ષાના આ પ્રસંગ પછી પણ એ આદર ઘટ્યો નહોતો, ઊલટાનો વધ્યો હતો.

ભદેલી અને કુંડલા ઉપરાંત મોરારજીને મહુવા અને વલસાડની શાળાઓમાં પણ ભણવું પડ્યું. છેલ્લે અંગ્રેજી ચોથીમાં વલસાડની બાઇ આવાંબાઈ હાઇસ્કૂલમાં દાખલ થયા અને મૅટ્રિક સુધી ત્યાં જ ભણ્યા. આખા જિલ્લાની સારામાં સારી હાઈસ્કૂલ તરીકે તેની પ્રતિષ્ઠા હતી. ભદેલીથી મોરારજી અને બીજા આઠ-દસ છોકરાઓ દરરોજ ત્રણ માઇલ ચાલીને વલસાડ જતા અને ત્રણ માઇલ ચાલીને પાછા આવતા. વચમાં ઔરંગા નદી આવતી. દરિયાથી નજીક હોવાને લીધે નદીમાં ભરતી આવતી, એટલે જતાં કે આવતાં એક વાર હોડીમાં બેસીને નદી ઓળંગવી પડતી. ચોમાસામાં ત્રણેક મહિના તો નદીમાં એટલું પાણી રહેતું કે આવતાં-જતાં બન્ને વાર હોડીમાં બેસીને જ નદી પાર કરવી પડતી.

દરરોજ છ માઇલ ચાલવાથી મોરારજીનું શરીર સારી રીતે કસાયું. મોસાળમાં દુઝાણું હોવાથી એનું કામકાજ પણ કરવું પડતું. તેરથી સોળ વર્ષની ઉંમર સુધી દર ત્રીજે દિવસે દહીં વલોવવાનું કામ પણ એમણે કરેલું. એ કામથી એમનાં બાવડાં ને પગ મજબૂત બન્યાં. વળી દૂધ, દહીં, માખણ, ઘી જેવી પોષક ચીજો ખાવાથી પણ શરીર પુષ્ટ બન્યું.

મોરારજીને કારણ વિના અને પરવાનગી વિના શાળામાંથી ગેરહાજર રહેવાની ટેવ ન હતી. બીજા છોકરાઓ ક્યારેક ગુટલી મારીને રખડવામાં વખત ગાળતા પણ મોરારજીને એવી ઇચ્છા જ થતી નહિ. નિશાળમાં નિયમિત રીતે જવાની અને શિક્ષક

ભણાવે તેમાં પૂરેપૂરું ધ્યાન આપવાની એમને પહેલેથી જ ટેવ પડેલી. બીજા વિદ્યાર્થીઓને તેમના વાલીઓ પાસેથી વાપરવાના પૈસા મળતા. મોરારજીને એ રીતે પૈસા ન મળતા. પણ એમને કદી પેલા છોકરાઓની ઈર્ષા થતી નહોતી. બજારમાંથી કંઈ લેવાનું એમને મન જ થયેલું નહિ.

મોરારજીને જુદી જુદી રમતો રમવાનો ખૂબ શોખ હતો. ક્રિકેટ, ગિલ્લીદંડા, આટાપાટા, હુતુતુતુ વગેરે રમતો એમને ગમતી. ડ્રિલનો કંટાળો આવતો એટલે તેમાંથી છટકી જતા. રમતગમતમાં હરીફાઈ એમને ગમતી નહિ. શાળાની રમતગમતની હરીફાઇઓમાં પણ એ ભાગ લેતા નહિ. હરીફાઇમાં ભાગ લઈ ઇનામો મેળવવાની ઇચ્છા જ એમને થતી નહિ. એ માત્ર આનંદ ખાતર જ રમતા. શાળામાં શિક્ષક જે ભણાવે તેમાં એવું લક્ષ આપતા કે પછી ઘેર વાંચવાની જરૂર જ રહેતી નહિ. એટલે છેક મેટ્રિક સુધી રમત રમવામાં જ વધારે સમય જતો.

નાનપણથી મોરારજીનું કદ નીચું હતુ. શાળાઓમાં એ વર્ગમાં સૌથી નીચા હોય એવું બનતું. મૅટ્રિક પાસ થયા ત્યાં સુધી એમની ઊંચાઈ ઓછી જ રહી.

નાનપણમાં મોરારજી સ્વભાવે ખૂબ ડરપોક હતા. ઘરના ઉપલા માળે એકલા જતાં બીતા. કોઈ ઓરડામાં એકલા સૂતાં ડરતા. કોઇની સાથે લડવા ઝઘડવાની હિંમત નહોતી. કોઈ સામેથી ઝઘડો કરે તો મોરારજી દબાઈ જાય અને મૂંગે મોઢે સાંખી લે. આમ છતાં રમતગમતમાં એ હોંશિયાર હતા અને અભ્યાસમાં હંમેશ પહેલો નંબર રાખતા. વળી એ બીજા અનાવિલ છોકરાઓની જેમ ગાળો બોલતા નહિ તેમ જ પોતાની હાજરીમાં કોઇને ગાળો બોલવા દેતા નહિ. આથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો એમની પ્રત્યે આદર રાખતા અને માનથી વર્તતા.

રમતગમતમાં વધુ સમય ગાળ્યો તેથી તેમનું શરીર તો ખડતલ બન્યું પણ તેનું એક ખરાબ પરિણામ પણ આવ્યું. એમને વાચનની ટેવ ન પડી. એ સમયે એમણે વાર્તાઓની થોડીક ચોપડીઓ સિવાય બીજું કંઈ વાંચેલું નહિ. સંસ્કૃત ભણવાનું આવ્યું ત્યારે ‘પંચતંત્ર’ની વાર્તાઓ ગમી ગયેલી. ચોમાસામાં વડીલ સ્ત્રીઓ એમની પાસે રામાયણ અને મહાભારત વંચાવતી. આ રીતે એ બન્ને ગ્રંથો બે વાર વાંચી સંભળાવ્યા હતા. નીતિ વિષેના એમના વિચારો આ પુસ્તકો પરથી ઘડાયા. એનાથી એમને ધર્મભાવના પણ પ્રાપ્ત થઈ.

1905માં બંગભંગ (બંગાળના ભાગલા) સામે દેશમાં ચળવળ શરૂ થઈ ત્યારે દસ વર્ષના મોરારજીએ કાયમ માટે ચા છોડી. પછી લોકમાન્ય ટિળકને છ વર્ષની સજા થઈ ત્યારે એક જાહેર સભામાં સૌની સાથે સ્વદેશીનું વ્રત લીધું. બન્ને વ્રત

તેમણે જીવનના અંત સુધી પાળ્યાં.

ભદેલીમાં મોરારજીએ જોયું હતું કે ત્યાંના માછીઓ, કોળીઓ અને હળપતિઓને દારૂ પીવાની ટેવ મોટા પ્રમાણમાં હતી. એ લોકો ઘણી મહેનત કરતા, સારી કમાણી કરતા અને તે છતાં દારૂની બદીને કારણે ગરીબના ગરીબ રહેતા. એમની સાથે વાત થાય ત્યારે તેઓ પોતાની લાચારી પ્રગટ કરતા અને કહેતા કે જ્યાં સુધી દારૂનાં પીઠાં ચાલુ રહેશે ત્યાં સુધી તેઓ એમાંથી છૂટી શકવાના નથી. દારૂનાં આ બૂરાં પરિણામો નાનપણમાં જોયા પછી મોરારજીને દારૂ પ્રત્યે જીવનભર સખત નફરત રહી.

ગામમાં કોઈ માંદું પડે તો મોરારજી અને બીજા કિશોરો તેની સારવાર કરવા જતા. નાનકડા ગામમાં ભાઈચારો સારો હતો.

શાળાનાં વર્ષો દરમિયાન મોરારજીને કોઈ મહત્ત્વાકાંક્ષા ન હતી. શાળામાં પૂરતું ધ્યાન આપતા એટલે ઘેર વાંચવું પડતું નહિ અને છતાં પહેલો નંબર રહેતો. મેટ્રિકમાં હતા ત્યારે તો કોઈ શિક્ષક ગેરહાજર હોય તો આચાર્ય ચોથી-પાંચમીનો વર્ગ લેવા પણ એમને મોકલતા. સંસ્કૃત અને ગણિતના શિક્ષક મુકુંદરાય પંડ્યા એમને મેટ્રિકમાં ઊંચો નંબર લાવવા માટે મહેનત કરવાનું કહેતા. પણ એ વખતે મોરારજીને આગળ આવવાનું કે નામ કાઢવાનું આકર્ષણ હતું જ નહિ. એટલે એમણે પંડ્યા માસ્તરની શિખામણ પર ધ્યાન આપ્યું નહિ.

## મૅટ્રિકની પરીક્ષા

મોરારજીને પંદરમું વર્ષ બેઠું તે અરસામાં તેમના આજા (નાના)એ જોગીભાઈ દેસાઈની પુત્રી ગજરાબહેન સાથે તેમનું વેવિશાળ કરી નાખ્યું. મોરારજીને એ બાબતમાં કોઈ પૂછે એવો તે વખતનો કોઈ રિવાજ નહોતો. માતા-પિતા મણિબહેન અને રણછોડજી તે વખતે સૌરાષ્ટ્રમાં હતાં તેમને ગોપાળજીએ ખબર આપેલી.

બીજે વર્ષે 1911ના ફેબ્રુઆરીમાં મોરારજીનું લગ્ન કરવાનું નક્કી થયું. માતાપિતા સૌરાષ્ટ્રથી આવ્યાં અને વલસાડનું મદન ફળિયાનું ઘર ખોલ્યું. પણ લગ્નના બે દિવસ પહેલાં રણછોડજી દેસાઈએ ઘરની પછવાડે આવેલા કૂવામાં પડી આત્મહત્યા કરી. તેનું કારણ કોઈ કળી શક્યું નહિ. માનસિક અસ્થિરતામાં તેમણે આ પગલું લીધું હશે એવું એક અનુમાન છે. લીધાં લગ્ન અટકે નહિ એવો રિવાજ હોવાથી ત્રીજે દિવસે, નક્કી થયેલી તિથિએ, સાદાઈથી લગ્ન પતાવી દેવામાં આવ્યાં.

મોરારજી તે વખતે મૅટ્રિકમાં હતા. 1911ના એ વર્ષે એમને પરીક્ષામાં બેસવાનું હતું. પણ જેને સોળ વર્ષ પૂરાં થયાં હોય તે જ મૅટ્રિકની પરીક્ષામાં બેસી શકે એવો

નિયમ હોવાથી એ વર્ષે પરીક્ષા આપી શકાઈ નહિ. એમને પંદર વર્ષ જ પૂરાં થયાં હતાં એટલે એક વર્ષ નકામું ગયું. 1912ના ફેબ્રુઆરીની 29મીએ સોળ વર્ષ પૂરાં થયાં અને એ વર્ષની દિવાળીએ મોરારજી મૅટ્રિકની પરીક્ષામાં બેઠા. પરીક્ષા આપવા અમદાવાદ જવાનું હતું. ઘરેથી નીકળ્યા તે દિવસે કાળી ચૌદશ હતી. પણ મોરારજીને એ વિષે કોઈ વહેમ નહોતો. ઘરમાં પણ કોઇએ વહેમ કાઢ્યો નહિ. મોરારજી મૅટ્રિકની પરીક્ષા આપી આવ્યા.

પરિણામ આવ્યું ત્યારે મોરારજી સારા માર્કે પાસ થયા હતા યુનિવર્સિટીમાં એ 45મા નંબરે આવ્યા હતા. એ હજીયે ઊંચા નંબરે આવી શક્યા હોત પણ ગણિતમાં એ હોશિયાર હોવા છતાં એ વિષયમાં ફક્ત પંચાવન ટકા માર્ક આવેલા. ગણિતના પેપરના જવાબો લખતી વખતે ભૂમિતિના કેટલાક અઘરા પ્રશ્નો પહેલા લીધા. એમાં વધુ વાર લાગી એટલે સહેલા પ્રશ્નોના જવાબ લખવાનો સમય જ નહોતો રહ્યો. તેમ છતાં યુનિવર્સિટીમાં પહેલા પચાસમાં નંબર આવવાથી કેટલાક લાભ મળ્યા.

## હવે શું?

ખરી સમસ્યા હવે શરૂ થતી હતી. પતિના અવસાન પછી મણિબહેન પિતાના આગ્રહથી સંતાનોને લઈ પિયરમાં રહેતાં હતાં. પણ છ મહિનામાં જ પિતા ગોપાળજી મૃત્યુ પામ્યા. થોડા વખત પછી કુટુંબમાં કંઇક ચડભડ થઈ અને સ્વમાની મણિબહેન ભદેલી છોડી વલસાડના ઘરમાં આવીને રહ્યાં.

વલસાડમાં કુટુંબની દશા કપરી હતી. સંતાનોમાં મોરારજી સૌથી મોટા હતા. એમના પછી ત્રણ ભાઇઓ અને ત્રણ બહેનો હતાં. ઉપરાંત દાદી, માતા અને પત્ની મળી દસ જણનું કુટુંબ હતું. મોટા પુત્ર તરીકે આ બહોળા કુટુંબની જવાબદારી સોળ વર્ષના મોરારજીને માથે આવતી હતી. કુટુંબની કંઈ આવક હતી નહિ. મણિબહેનનાં બાને દીકરી ઉપર અથાગ પ્રેમ હતો એટલે મોસાળની થોડીક મદદ મળતી હતી.

આવી સ્થિતિમાં કૉલેજમાં ભણવા જવાનો તો વિચાર જ કેવી રીતે કરી શકાય? તેમાંય વળી પાછું મુંબઈ જઇને ભણવાનું! એના ખર્ચનું શું? વલસાડમાં કુટુંબનું શું? મોટો દીકરો નોકરી-ધંધો કરીને જવાબદારી ઉપાડી લેશે એવી માતાને પણ આશા હોય.

આમ છતાં મોરારજીને આગળ ભણવું હતું. સંજોગો કપરા હતા અને માને સમજાવવાનું મુશ્કેલ હતું. એટલામાં એક અનુકૂળ બાબત બની. રણછોડજી દેસાઇએ જ્યાં જીવનભર શિક્ષક તરીકે કામ કરેલું તે ભાવનગર રાજ્યના મહારાજાએ મોરારજીને મહિને દસ રૂપિયાની સ્કૉલરશિપ આપવાનું નક્કી કર્યું. આ નાનકડા

બનાવે મોરારજીના ભાવિનાં દ્વાર ખોલી આપ્યાં. માએ કચવાતે મને પણ મોરારજીને કૉલેજમાં ભણવા માટે મુંબઈ જવાની રજા આપી.

## ઊંચાઈ વધી, હિંમત આવી

1913ના જાન્યુઆરીમાં મોરારજી મુંબઈ પહોંચ્યા. તે વખતે કૉલેજો જાન્યુઆરીમાં શરૂ થતી. સ્ટેશને ઊતરીને એક ઓળખીતાને ત્યાં જવાનું હતું. વિકટોરિયાવાળાએ એક રૂપિયો માગ્યો અને મજૂરે છ આના માગ્યા. મોરારજીએ એટલા પૈસા ખર્ચી નાખવાને બદલે નાની ટ્રંક ખભે મૂકીને ગ્રાન્ટ રોડથી ગિરગામ સુધી ચાલી નાખ્યું.

મૅટ્રિકમાં પહેલા પચાસમાં આવેલા એટલે એમને ગોકળદાસ તેજપાળ (જી.ટી.) બોર્ડિંગમાં ફ્રી બોર્ડર તરીકે દાખલ કરવામાં આવ્યા. એ સંસ્થામાં હોશિયાર વિદ્યાર્થીઓને જ દાખલ કરવામાં આવતા હતા. વળી ત્યાંથી કપડાં, પુસ્તકો અને કૉલેજની ફી પણ મળતાં હતાં. આ સગવડ ન મળી હોત તો એમનું કૉલેજનું ભણતર મુશ્કેલ બની જાત.

મોરારજી મુંબઈની વિલ્સન કૉલેજમાં દાખલ થયા. જી.ટી. બોર્ડિંગના છાત્રો પાસેથી ત્યાં ઓછી ફી લેવાતી હતી. વળી તે નજીક હતી એટલે ચાલીને જઈ શકાય તેમ હતું.

કૉલેજના અભ્યાસ દરમિયાન મોરારજી તેમને મળતી ભાવનગર રાજ્યની માસિક 10 રૂપિયાની સ્કૉલરશિપ માતાને મોકલી આપતા. પોતે ટ્યૂશનો દ્વારા થોડીક આવક કરી અંગત ખર્ચ કાઢતા. ખર્ચ પણ બને એટલો ઓછો કરતા. ફક્કડ કપડાંને બદલે બોર્ડિંગમાંથી મળતાં સાદાં કપડાં જ પહેરતા. ટ્રામમાં બેસવાને બદલે પગે ચાલવાનું રાખતા. નાટક-સિનેમા જોવા ભાગ્યે જ જતા. એમને ક્રિકેટ જોવાનો ઘણો શોખ હતો. એ વખતે ક્વૉડ્રેન્ગ્યુલર મૅચો બહુ લોકપ્રિય હતી. ટિકિટનો ખર્ચ તો પાલવે એમ નહોતો, એટલે ચોકીદારની નજર ચૂકવી છાનામાના ઘૂસી જતા. ચારે વર્ષ આ રીતે મૅચો જોઈ.

મૅટ્રિક સુધી એમની ઊંચાઈ ઓછી હતી તે કૉલેજનાં વર્ષોમાં વધી. આ વર્ષોમાં એમનું ડરપોકપણું પણ ચાલ્યું ગયું. ભય લગભગ નીકળી ગયો અને કોઈનો પણ સામનો કરવાની હિંમત આવી. અખાડામાં કસરત કરવાથી શરીર વધારે મજબૂત બન્યું. એક વાર તો એક યુવાન ચોકીદારને કુસ્તીમાં હરાવી દીધેલો.

મોરારજીભાઈના મનમાં નિસર્ગોપચાર વિષે જિંદગીભરની શ્રદ્ધા પ્રગટાવનાર ગ્રંથો આ સમયે વાંચવામાં આવ્યા. જી.ટી. બોર્ડિંગમાં એક નાનકડી લાઇબ્રેરી હતી. તેમાં બર્નાર્ડ મૅકફેડનના ફિઝિકલ કલ્ચરના એન્સાઇક્લોપીડિયાના પાંચ ગ્રંથો હાથમાં

આવ્યા. ઇન્ટર આર્ટ્સમાં ભણતા મોરારજીએ ત્રણ-ચાર હજાર પાનાંના આ ગ્રંથો વાંચી નાખ્યા. એમાંથી એમને કુદરતી ઉપચારનું જ્ઞાન મળ્યું. ત્યારથી એમને એ પદ્ધતિમાં કાયમી શ્રદ્ધા બેઠી.

ઇન્ટરના વર્ષ દરમિયાન અંગ્રેજીના પ્રોફેસર ડૉ. સ્કૉટ બાઇબલનો વર્ગ પણ લેતા. એ દિવસોમાં વિલ્સન કૉલેજમાં બાઇબલના વર્ગમાં હાજર રહેવાનું ફરજિયાત હતું. ખ્રિસ્તી ધર્મની પ્રાર્થનાથી પ્રારંભ થતો. ડૉ. સ્કૉટ આંખ બંધ કરીને પ્રાર્થના કરવા માંડે એટલે બારણા પાસે બેઠેલા મોરારજી અને બીજા એકબે વિદ્યાર્થીઓ ગુપચુપ બહાર નીકળી જાય. ડૉ. સ્કૉટ એક વાર એમને જોઈ ગયેલા.

મોરારજીભાઈ કૉલેજમાં હતા ત્યારે દેશમાં રાષ્ટ્રીય ભાવનાનો જુવાળ ચડતો હતો. હોમરૂલની ચળવળ શરૂ થયેલી. ગાંધીજી ભારતમાં પાછા આવી ગયેલા. શ્રીમતી એની બેસન્ટ, સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોઝશાહ મહેતા, લોકમાન્ય ટિળક, ગાંધીજી, સરોજિની નાયડુ વગેરે અનેક નેતાઓનાં ભાષણો સાંભળવાની તક મોરારજીને મળેલી. એને પરિણામે યુવાન મોરારજીની રાષ્ટ્રીય ભાવના જાગ્રત થઈ અને તે ઉત્તરોત્તર વધુ દૃઢ થતી ગઈ. 1915ના ડિસેમ્બરમાં કૉંગ્રેસનું અધિવેશન મુંબઇમાં મળેલું. મોરારજી તેમાં વીસ સ્વયંસેવકોની એક ટુકડીના કૅપ્ટન હતા. ગાંધીજીને તેમણે આ અધિવેશનમાં પહેલવહેલા સાંભળ્યા અને ગાંધીજીના વ્યક્તિત્વની એમના મન પર ઘણી ઊંડી છાપ પડી.

મૅટ્રિક સુધીના અભ્યાસમાં ઘરે વાંચવાની ટેવ જ પડેલી નહિ. કૉલેજમાં એ અભાવ નડ્યો. પહેલા વર્ષમાં બહુ જ ઓછું વંચાયું અને જેમ તેમ કરીને બીજો વર્ગ મેળવ્યો. ઇન્ટરમાં યુનિવર્સિટી પરીક્ષા લેતી તેમાં માંડ માંડ પાસ થયા. પણ બી.એ.માં ફિઝિક્સ અને કૅમિસ્ટ્રીના વિષયો રાખ્યા હતા. પ્રૅક્ટિકલમાં સારું ધ્યાન આપ્યું હતું. ધાર્યું હતું એટલું તો નહિ પણ ઠીક ઠીક કહી શકાય એટલું વાચન પણ કરી શકાયું હતું. પરંતુ પરીક્ષાના દસ-પંદર દિવસ અગાઉ મનમાં એવું વસી ગયું કે મને કંઈ આવડતું નથી. આ મૂંઝવણને લીધે છેલ્લા દસ દિવસમાં બિલકુલ વંચાયું નહિ. પણ પરીક્ષા આપવા ગયા ત્યારે ઘણા વિદ્યાર્થીઓને એમ બોલતાં સાંભળ્યા કે બરાબર તૈયારી થઈ નથી એટલે પરીક્ષામાં સારું લખાશે નહિ. મોરારજીભાઇને લાગ્યું કે બધા આપણા જેવા જ છે. તેમનાથી દસ દિવસ વંચાયું નહોતું તેથી મગજને આરામ મળ્યો હતો. અને તેથી શાંત ચિત્તે સારું લખી શકાયું.

બી.એ.ની પરીક્ષામાં મોરારજી પ્રથમ વર્ગમાં પાસ થયા. એમને ફેલોશિપ મળી. તેમાં મહિને 50 રૂપિયા મળવાના હતા અને ફર્સ્ટ ઇયરના વર્ગમાં ડેમૉન્સ્ટ્રેટર તરીકે કામ કરવાનું હતું.

હવે મોરારજી દેસાઈ ફિઝિક્સ અને મૅથમેટિક્સના વિષયો લઈ બી.એસસી.માં દાખલ થયા. એમની ઇચ્છા એમ.એસસી. થઈને પ્રોફેસર બનવાની હતી. બીજી કોઈ કારકિર્દીનો ખ્યાલ એમના મનમાં આવ્યો જ નહોતો. પિતાને પગલે શિક્ષણક્ષેત્રમાં જવાનો જ ખ્યાલ આવ્યો હશે. પણ એમને માટે કંઈક જુદું જ નિર્માણ થયું હતું.

# સરકારી નોકરીમાં

મોરારજીભાઈ બી.એસસી.માં ભણતા હતા ત્યારે છાપાંમાં એક જાહેરખબર આવી. બૉમ્બે પ્રોવિન્શિયલ સિવિલ સર્વિસ (રેવન્યુ સાઇડ)ની એક જગ્યા ભરવાની હતી. એ વખતે પબ્લિક સર્વિસ કમિશન હતું જ નહિ. પરીક્ષા લેવાતી નહિ. ફક્ત ઉમેદવારોને મુલાકાતે બોલાવી સીધી જ નિમણૂક કરાતી હતી. મોરારજીના પ્રૉફેસર ડાહ્યાભાઈ નાયકે એમની પાસે અરજી કરાવી. અરજી કરવાની મોરારજીની ઇચ્છા નહોતી. એ માનતા કે આવી જગ્યા લાગવગથી પુરાય છે એટલે આપણને મળવાની નથી. પણ પ્રૉ. નાયક અને ફિઝિક્સના પ્રૉફેસર હેમ્લેની સમજાવટથી મોરારજીએ અરજી કરેલી.

એ અરસામાં મુંબઇ યુનિવર્સિટીમાં લશ્કરી તાલીમ માટે યુનિવર્સિટી ટ્રેઇનિંગ કોર (યુ.ટી.સી.) શરૂ કરવામાં આવી હતી. મોરારજી દેસાઇ એમાં દાખલ થયા. એની તાલીમ એમને નિયમબદ્ધ, શિસ્તબદ્ધ તથા ખડતલ થવામાં ઘણી ઉપયોગી થઇ.

પ્રોવિન્શિયલ સિવિલ સર્વિસ માટેની અરજી સાથે મોકલવા બાઇબલ વર્ગના પ્રૉફેસર ડૉ. સ્કૉટે એક સરસ સર્ટિફિકેટ લખી આપ્યું હતું. એમણે તો રેવન્યુ ખાતાના એક્ઝિક્યુટિવ કાઉન્સિલર ઉપર ભલામણપત્ર લખી આપવાની તત્પરતા બતાવી હતી. પણ મોરારજીભાઈ ભલામણપત્રોમાં માનતા નહિ. એમણે તો સર્ટિફિકેટ જ અરજી સાથે મોકલ્યું. યુ.ટી.સી.માં મોરારજીએ એટલું સારું કામ કર્યું હતું કે એમની કંપનીના કૅપ્ટન સીસને એક બહુ જ સુંદર સર્ટિફિકેટ આપ્યું અને તેમાં લખ્યું કે યુ.ટી.સી.ના આ અખતરાની સફળતામાં મોરારજી દેસાઇનો ઘણો હિસ્સો હતો અને રાજ્ય જો એમને પ્રોવિન્શિયલ સર્વિસમાં લેશે તો રાજ્યને ઘણો ફાયદો થશે. આ સર્ટિફિકેટ પાછળથી મોકલી આપવામાં આવ્યું.

આ નિમણૂક માટે પસંદગી કરવા 13 ઉમેદવારોને ઇન્ટરવ્યૂ માટે બોલાવ્યા હતા. મોરારજી પાસે ઇન્ટરવ્યૂ માટે પહેરવા જેવાં સારાં કપડાં પણ ન હતાં. એક બીજા સિનિયર ફૅલોનો સૂટ પહેરીને એ ઇન્ટરવ્યૂ આપવા ગયા. ઇન્ટરવ્યૂ લેનાર ત્રણ અંગ્રેજ સેક્રેટરીઓ હતા. ઇન્ટરવ્યૂ દસેક મિનિટ ચાલ્યો. છેલ્લો

સવાલ કંઈક આવો હતો : "તમને આ નોકરી નહિ મળે તો તમને કેવું લાગશે અને તમે શું કરશો?" મોરારજીએ જરાયે સંકોચ રાખ્યા વિના સ્પષ્ટ જવાબ આપ્યો : "આ નોકરી ન મળે તો તેથી મને કંઈ નિરાશા થવાની નથી. હું કંઈ આ નોકરી ઉપર જ મદાર બાંધીને બેઠો નથી. મારી યુવાની હજી તો શરૂ થાય છે અને દુનિયા વિશાળ છે, એટલે મને યોગ્ય કામ મળી રહેશે એવો મને વિશ્વાસ છે."

મોરારજીભાઇને એ નોકરી મળી ગઈ. 1918ના મે મહિનામાં 22 વર્ષની વયે પ્રોવિન્શિયલ સિવિલ સર્વિસમાં એમની નિમણૂક થઈ. અમદાવાદમાં પ્રોબેશનરી ડેપ્યુટી કલેક્ટર તરીકે નોકરીનો પ્રારંભ થયો. પ્રોબેશનની મુદત બે વર્ષની હતી.

નિમણૂક પછી છ-છ મહિને ખાતાની બે પરીક્ષાઓ આપી એટલે તેમને ત્રીજા અને પછી બીજા વર્ગના મેજિસ્ટ્રેટની સત્તા મળી. તે પછીના છ મહિને ફર્સ્ટ કલાસ મૅજિસ્ટ્રેટની સત્તા મળી. ડેપ્યુટી કલેક્ટરને ફોજદારી કેસો ચલાવવાનું અને પ્રાંત ઑફિસર તરીકે મહેસૂલી કામ કરવાનું રહેતું.

તે વખતે ડેપ્યુટી કલેક્ટરોને જિલ્લાના એક કે વધુ તાલુકાઓનો ચાર્જ સોંપવામાં આવતો અને તેમને એટલા વિસ્તારના પ્રાંત ઑફિસર કહેવામાં આવતા. મોરારજીભાઇને પહેલાં અમદાવાદ જિલ્લાના પ્રાંતિજ તાલુકાનો ચાર્જ સોંપાયો.

પ્રોબેશનની મુદત પૂરી થતાં અમદાવાદ જિલ્લામાંથી બદલી કરવાનો સમય થયો ત્યારે બાજુના ખેડા જિલ્લામાં પ્રાંત ઑફિસરની એક જગ્યા ખાલી હતી. ઉપરીઓની થોડીક ખુશામત કરી હોત તો મોરારજીભાઇને એ જગ્યા મળી જાત. પણ એમને માતૃપક્ષ અને પિતૃપક્ષ તરફથી એવા સંસ્કાર મળેલા કે ખુશામત તો કરનાર અને સાંભળનાર બન્નેને બગાડનારી વસ્તુ છે. એટલે ખુશામતથી સારી જગ્યાએ બદલી મેળવવાનો વિચાર જ એમના મનમાં આવ્યો નહિ. પરિણામે એમની બદલી દૂરના થાણા જિલ્લામાં પ્રાંત ઑફિસર તરીકે થઈ.

મોરારજી દેસાઈ લાંચરુશવત લેનારને સજા થાય તે જોતા. સિફારસને આધારે કોઇનું કામ કરતા નહિ. એમના આ સ્વભાવની શાખ એટલી પ્રસરી ગયેલી કે એ જ્યાં ગયા ત્યાં આવા લોકો એમનાથી ડરીને ચાલ્યા.

થાણા જિલ્લામાં હતા ત્યારે છેલ્લા દોઢ વરસ દરમિયાન એમનું મુખ્ય મથક કલ્યાણમાં હતું. જે બંગલામાં એ રહેતા તેમાં ભૂતનો વાસ છે એમ કહેવાતું હતું. મોરારજીભાઈ ગૅલેરીમાં સૂતા હતા છતાં એમને કદી ભૂત દેખાયું નહોતું.

1921ની સાલમાં મહાત્મા ગાંધીએ અસહકારનું આંદોલન શરૂ કર્યું ત્યારે મોરારજીભાઈ દ્વિધામાં પડ્યા – નોકરી છોડવી કે ન છોડવી? એમને ગાંધીજીના

વિચારો અને તેમનાં કાર્યો પ્રત્યે ઘણું આકર્ષણ થયેલું. પણ અસહકારના આંદોલને તેમને સરકારી નોકરી છોડવા પ્રેર્યા નહિ. એને બદલે તેમને ભાઈઓને ભણાવવાનું અને બહેનને પરણાવવાનું તેમને પોતાનું મુખ્ય કર્તવ્ય લાગ્યું. એમણે પોતાની આત્મકથામાં લખ્યું છે – "આનો અર્થ એટલો કે તે વખતે સ્વતંત્રતાની લડાઈએ મારા મનમાં તીવ્ર આંદોલન ઊભું કર્યું ન હતું."

થાણા જિલ્લામાંથી મોરારજીભાઈની બદલી ભરૂચ જિલ્લામાં અને ત્યાંથી પંચમહાલ જિલ્લામાં થઈ.

દરેક બદલી વખતે કુટુંબને તકલીફ ન પડે તે માટે મોરારજી પત્નીને સંતાનો સાથે થોડા દિવસ પિયર મોકલતા. પછી પોતે સામાન પૅક કરીને રવાના કરતા. નવી જગ્યાએ પહોંચી ઘરને સરખી રીતે ગોઠવ્યા પછી કુટુંબને બોલાવી લેતા.

મહેસૂલી કામકાજ અંગે તાલુકાઓનાં બધાં ગામોમાં જવાનું રહેતું. મોરારજીભાઈ ક્યારેક ઘોડા પર બેસીને અને ક્યારેક ચાલીને જતા. એમને નાનપણથી ચાલવાની ટેવ હતી. મોટા થયા પછી લાંબું ચાલવાનો શોખ હતો. કોઈ તલાટી આળસુ જણાય તો મોરારજી એ ગામે ચાલતા જાય અને પેલાને પોતાની સાથે ચાલતો લઈ જાય. દસ-પંદર માઈલ ચાલવાની શિક્ષા જ થઈ જાય. એ બધી વાતની ઝીણી તપાસ કરે અને ચોકસાઈ તથા સચ્ચાઇનો આગ્રહ રાખે. એથી એમના હાથ નીચેના અધિકારીઓ અને કર્મચારીઓ સજાગ અને સાવધાન રહેતા.

સબ-ડિવિઝનલ મૅજિસ્ટ્રેટ તરીકે એમને માથે ફોજદારી કેસો ચલાવવાની જવાબદારી હતી. તે ઉપરાંત સેકન્ડ ક્લાસ અને થર્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટોના ચુકાદા સામેની અપીલો પણ એમને સાંભળવાની આવતી. મોરારજીભાઈ વકીલોનાં નકામાં લંબાણો અટકાવતા, તારીખો બદલાવતા નહિ, ત્રણ-ચાર મુદતોમાં કેસ પૂરો કરી ચુકાદો આપી દેતા. અપીલમાં માત્ર ચર્ચાસ્પદ મુદ્દાઓની જ ચર્ચા થવા દેતા એટલે એકાદ કલાકમાં કામ પતી જતું.

1919થી 1930 સુધીનાં બાર વર્ષમાં મોરારજીભાઈએ હજાર જેટલા ફોજદારી કેસો ચલાવેલા. એમના ચુકાદાઓ સામેની ફક્ત ત્રણ જ અપીલોમાં હાઈકોર્ટે ચુકાદા ફેરવેલા. બાકીના કાયમ રહેલા.

મોરારજીભાઈની કોર્ટમાંથી કેસને બીજી કોર્ટમાં ટ્રાન્સફર કરાવવાના પ્રયાસો બાર વર્ષમાં ચાર-પાંચ વખત જ થયા હતા. પણ કોઈ વકીલ એવા પ્રયાસમાં ફાવ્યો ન હતો. મોરારજીભાઈ તીક્ષ્ણ ન્યાયબુદ્ધિ અને પૂરી તટસ્થતાથી ચુકાદા આપતા કતા. કોઈ પણ પૂર્વગ્રહથી એ દોરવાઈ જતા નહિ.

એક વાર એક વકીલે અપીલની સુનાવણી વખતે લાંબું લાંબું ભાષણ ચલાવ્યું.

મોરારજીભાઇએ એમને અમુક જરૂરી મુદ્દાની જ વાત કરવાનું કહ્યું. વકીલે છેડાઈ જઈને ચાલ્યા જવાની ધમકી આપી. મોરારજીએ કહ્યું : ''જવું હોય તો જાઓ, પણ તેથી અપીલનું કામ અટકશે નહિ.'' વકીલ સાચેસાચ ચાલ્યા ગયા. મોરારજીભાઇએ સામા પક્ષની વાત સાંભળી ચુકાદો આપી દીધો. એ ચુકાદો પેલા ચાલ્યા ગયેલા વકીલની તરફેણમાં હતો.

ન્યાય આપવામાં ખૂબ કાળજી રાખવાનો એક બીજો કિસ્સો જોઇએ. એક લૂંટનો કેસ હતો. આરોપી પડછંદ, કદાવર અને કરડો દેખાતો હતો. સ્વભાવે ઉગ્ર હતો. એણે લૂંટ કરી હશે એવું દેખાવ ઉપરથી લાગે. રાત્રે દોઢ વાગ્યે લૂંટ થયેલી અને એ નજરે જોનારા સાક્ષીઓ કોર્ટમાં રજૂ થયેલા. કેસ પૂરો સાંભળી લીધા પછી મોરારજીભાઇને લાગ્યું કે આરોપ પુરવાર થયો છે. પણ ચુકાદો લખતી વેળાએ એમના મનમાં એક શંકા જાગી-જે તિથિની અજવાળી રાતે દોઢ વાગ્યે સાક્ષીઓએ આરોપીને લૂંટ કરતો જોયેલો તે તિથિએ એટલે દૂરથી એટલા અજવાળામાં માણસને ઓળખી શકાય? એમણે ચુકાદો લખવાનું મોકૂફ રાખ્યું. આઠ દિવસ પછી ફરી એ જ તિથિ આવતી હતી. તે તિથિએ રાત્રે દોઢ વાગ્યે એટલા જ અંતરે થોડાક માણસોને ઊભા રાખ્યા. એમણે જોયું કે એટલા અજવાળામાં એટલે દૂરથી કોઇને ઓળખી શકાય નહિ. બીજે દિવસે એમણે આરોપીને શંકાનો લાભ આપીને છોડી મૂક્યો.

મોરારજી ભરૂચમાં હતા ત્યારે એક વાર ઉત્તર વિભાગના કમિશ્નર જિલ્લાની મુલાકાતે આવેલા. એમણે મોરારજીને પૂછ્યું : ''અહીં તમારે કેટલું કામ રહે છે?''

મોરારજીએ જરાયે અચકાયા વિના સાચી વાત કહી દીધી : ''અહીં મારે આખા દિવસનું કામ રહેતું નથી. સરેરાશ ત્રણ-ચાર કલાકથી વધારે કામ હોતું નથી.''

કમિશ્નર કહે : ''તમને વધારે કામ આપવું જોઇએ.''

મોરારજીએ કહ્યું : ''એમ થશે તો હું ઉપકાર માનીશ.''

## ફોજદારને જેલભેગો કર્યો

મોરારજીભાઈ પંચમહાલમાં એ જિલ્લાના મુખ્ય શહેર ગોધરામાં ક્લેક્ટરના પર્સનલ આસિસ્ટન્ટ હતા અને ગોધરા તાલુકાના ચાર્જમાં પણ હતા. તાલુકો ઘણો મોટો હતો.

ગોધરામાં મ્યુનિસિપાલિટી અને વીજળીના કારખાના વચ્ચે રસ્તા પરની બત્તીઓ અંગે ઝઘડો ચાલતો હતો. મોરારજી ગોધરા ગયા તે પછી બે-ત્રણ મહિને બન્ને પક્ષોએ તેમને આ ઝઘડામાં લવાદી કરવાનું કહ્યું. બન્નેને એમની તટસ્થતામાં

વિશ્વાસ બેસી ગયો હતો. મોરારજીએ કલેક્ટર પાસે પરવાનગી માગી. કલેક્ટરે કહ્યું : "એ બધા તકરારી લોકો છે. તમે સફળ નહિ થાઓ. બદનામ થશો. છતાં જોખમ ખેડવું હોય તો મને વાંધો નથી." એ પહેલાં કલેક્ટરે પોતે મધ્યસ્થી કરી હતી અને નિષ્ફળતા મેળવી હતી. મોરારજીભાઇની પદ્ધતિ જુદી હતી. એમણે બન્ને પક્ષોને પોતાની હાજરીમાં એકબીજા સાથે ચર્ચા-વિચારણા દ્વારા ફેંસલો કરવાનું કહ્યું. બે દિવસ વાટાઘાટો ચાલી. કોઈ ગરમ થઈ જાય તો મોરારજીભાઈ એને ઠંડા પાડે. કોઈ જેમતેમ બોલે તો તેને સમજાવે. બે દિવસને અંતે બન્ને પક્ષો એક નિકાલ કરવામાં સંમત થયા. ચુકાદો લખાયો. મોરારજીભાઇએ એની ઉપર સહી કરી. ઝઘડો પતી ગયો. કલેક્ટરને આશ્ચર્ય પણ થયું અને આનંદ પણ થયો. મોરારજીભાઈ માટે એમના મનમાં આદર પેદા થયો.

ગોધરામાં શાહબુદીન કરીને એક ફોજદાર હતા. માથાભારે માણસ હતા એટલે લોકો એનાથી ગભરાતા. જિલ્લાના પોલીસ વડા એક જુવાન અંગ્રેજ હતા. એ આ ફોજદાર ઉપર આંધળો વિશ્વાસ રાખતા એટલે ફોજદાર ફાવે તેમ કરવા ટેવાયા હતા.

એક વાર મોરારજી દેસાઈ તાલુકામાં ગયા હતા ત્યાં એક હરિજન સ્ત્રીએ આ ફોજદાર સામે તેના પર બળાત્કાર કર્યાની ફરિયાદ આપી. ફરિયાદ ખુદ ફોજદાર સામે હતી એટલે પોલીસ દ્વારા પ્રાથમિક તપાસ કરાવવાનો અર્થ નહોતો. કાયદા પ્રમાણે મૅજિસ્ટ્રેટને પ્રાથમિક તપાસ કરવાની સત્તા હોય છે. એટલે મોરારજીએ પોતે જ પ્રાથમિક તપાસ કરી. હેડ કૉન્સ્ટેબલની ડાયરી કબજે લીધી. તેમાં ગુનાને દિવસે ફોજદારે એ ગામની મુલાકાત લીધેલી એની નોંધ હતી. મોરારજીએ ફરિયાદી અને તેના સાક્ષીઓને બરાબર તપાસ્યા. સાંજે એમની ઉપર ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ (એટલે કે કલેક્ટર)ની ચિઠ્ઠી આવી કે તમે ફોજદારને કેસમાં ખોટો સંડોવ્યો છે એવી ડી.એસ.પી. (પોલીસ વડા)એ ફરિયાદ કરી છે. એ બાબતમાં શી હકીકત છે તે જણાવશો. મોરારજીએ ગોધરા જઇને ફરિયાદ બતાવી.

કલેક્ટર કહે : "ડી.એસ.પી. કહે છે કે એ વખતે તો ફોજદાર એમની સાથે હતા."

મોરારજી કહે : "તો તમારે એમની પાસેથી એવું નિવેદન લખાવી લેવું જોઇએ. મારી પાસે જે ડાયરી આવી છે એમાં એનાથી ઊલટું જ પુરવાર થાય છે. ડી.એસ.પી.ના નિવેદનથી એમની સામે પણ પગલાં લેવાની જરૂર ઊભી થશે."

મોરારજીએ કલેક્ટરને એમ પણ કહ્યું કે "જો આ કેસ મારે ન ચલાવવો એવું તમને લાગતું હોય તો તે બીજા કોઈ મૅજિસ્ટ્રેટ પાસે મોકલો એમાં મને વાંધો નથી.

પણ મારે આ કેસ ચલાવવાનો જ હોય તો તમારે હવે એમાં વચ્ચે ન પડવું એવી મારી વિનંતિ છે.'' કલેક્ટરે એ વાત સ્વીકારી અને કેસ મોરારજી પાસે જ રહ્યો.

કલેક્ટરે ડી.એસ.પી. પાસે લેખિત નિવેદન માગ્યું ત્યારે એણે ફેરવી તોળ્યું. પોતે ફોજદારની હાજરી વિષે જે કહેલું તેનો ઇનકાર કર્યો. કલેક્ટર સમજી ગયા કે એ માણસ ખોટું બોલે છે.

મોરારજીભાઇએ પ્રાથમિક તપાસ પરથી વૉરન્ટ કાઢી ફોજદારને જેલમાં મોકલ્યા. એમને જામીન પર છોડ્યા નહિ. સેશન્સ કોર્ટે પણ એમની જામીન–અરજી નકારી. એટલે મોરારજીની કોર્ટમાં અને પછી સેશન્સ કોર્ટમાં કેસ ચાલ્યો ત્યાં સુધી ફોજદારને જેલમાં રહેવું પડ્યું. જિલ્લામાં આ ફોજદાર નામચીન હતા એટલે એમને પકડવાની હિંમત કરનાર માણસ કેવોક છે એ જોવા સેંકડો માણસો ગોધરા આવ્યા હતા.

મોરારજીભાઇએ કેસ ચલાવીને સેશન્સ કમિટ કર્યો. સેશન્સ કોર્ટમાં મોરારજીભાઈને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા. એમણે જે હકીકત પોતાના જાણવામાં જે રીતે આવી હતી તે જ પ્રમાણે કહી બતાવી. પણ ફરિયાદી બાઇના વકીલે બાઇને અને તેના સાક્ષીઓને ઘણી ખોટી વાતો કહેવાનું શીખવેલું. એથી મોરારજીભાઇની સાક્ષીમાં અને એ લોકોની સાક્ષીમાં ફેર પડ્યો. આરોપીને એ વિરોધાભાસનો લાભ મળ્યો અને પૂરતા પુરાવાને અભાવે ફોજદાર છૂટી ગયા. એમને ગમે તેમ કરીને સજા કરાવવી જ હોત તો મોરારજીભાઈ પોતાની જુબાનીમાં થોડુંક જૂઠું બોલીને એમ કરી શકત. પણ પોતાની જુબાનીથી આરોપીને ફાયદો થશે એમ જાણવા છતાં એમણે સાચી જ વાત કહી. ત્યાર પછી એ માણસે કોઈ ખોટું કામ નહિ કરવાની મોરારજીભાઇને ખાતરી આપી અને તેનો અમલ કર્યો.

## વ્યવહારશુદ્ધિનો આગ્રહ

મોરારજીભાઇને સિફારસ સામે ભારે અણગમો હતો. એ કોઇની પણ સિફારસ સાંભળતા નહિ. કોઈ સિફારસ કરવા આવે તો એને ચોખ્ખું કહી દેતા કે જેને માટે સિફારસ કરશો એની વિરુદ્ધમાં જ ચુકાદો આપીશ. એક-બે વખત એવું કર્યું પણ ખરું. એટલે લોકો સમજી ગયા કે આ માણસ પાસે સિફારસ કરવામાં લાભને બદલે નુકસાન જ છે. એથી કોઈ સિફારસ લઇને એમની પાસે આવતા જ નહિ.

નોકરી દરમિયાન મોરારજીભાઇને મહિનાઓ સુધી ગામડાંઓમાં ફરવું પડતું. એમણે પોતાને માટે જરૂરી સીધુંસામાન્ સાથે જ લઈ જવાની રસમ રાખી હતી. જરૂરત પડે તો કોઈ પણ ચીજ રોકડા પૈસા આપીને લેતા હતા. કશું યે મફત કે ઉધાર

લેતા નહિ. ગોધરામાં જેની પાસેથી ઘોડા માટે ઘાસ મંગાવતા હતા તે માણસે બિલ મોકલવાની ના પાડી ત્યારે મોરારજીભાઈએ એને કહી દીધું કે તો પછી હું અંદાજે થોડા વધારે પૈસા મોકલી આપીશ અને ફરીથી તમારે ત્યાંથી ઘાસ મંગાવીશ નહિ. ત્યાર પછી કદી એ માણસે બિલ આપવાની જરાયે આનાકાની કરી નહિ.

એક વાર એક ભાઈ કેરીનો ટોપલો લઇને આવ્યા. કહે કે આ આપનાં છોકરાં માટે છે. મોરારજીભાઇએ કહ્યું કે કોઈ ગરીબનાં છોકરાંને આપો તો સારું થાય. પેલા ગૃહસ્થે કહ્યું કે આપને યોગ્ય લાગે તેને આપ જ આપો. મોરારજીભાઇએ એમના કંપાઉન્ડમાં રહેતા હરિજન કુટુંબને કેરીનો એ ટોપલો મોકલી આપ્યો. ફરી વાર એ માણસ કેરી લાવ્યો નહિ.

મોરારજીભાઈ જેમ પોતે કશું મફત લેતા નહિ તેમ ઉપરીઓ માટે કશું મફત મેળવવામાં હાથો બનતા નહિ. ગોધરામાં હાર્ટશોન નામના નવા કલેક્ટર આવ્યા ત્યારથી જ એમની અને મોરારજીની વચ્ચે કંઇક વિરોધ ઊભો થયો હતો. નવા કલેક્ટરે ગોધરા આવીને તરત પોતાનો સામાન બંગલે પહોંચાડવાનું મોરારજીભાઇને કહ્યું. એ પ્રમાણે સામાન પહોંચાડીને મોરારજીભાઇએ તેમાં થયેલા ખર્ચનું બિલ કલેક્ટરને આપ્યું. એમણે બિલના પૈસા ચૂકવી તો દીધા પણ એ એમને ગમ્યું નહિ.

કલેક્ટરે પોતાના કંપાઉન્ડમાં ભેંસ રાખવાની, અને કોઈ ભેંસો રાખનારો એનું કામકાજ કરી જાય અને દૂધ દોહી આપે એની, વ્યવસ્થા કરવાનું કહ્યું. મોરારજીભાઇએ કલેક્ટરને ભેંસની કિંમતનો અંદાજ આપી કહ્યું કે આટલા રૂપિયા ખર્ચવાની તૈયારી હોય તો વ્યવસ્થા થઈ શકશે. કલેક્ટરે એ વાત પડતી મૂકી અને પછી બીજા કોઈ પાસે ગોઠવણ કરાવી.

કલેક્ટરે બંગલાનું કંપાઉન્ડ સાફ કરવાનો ખર્ચ કન્ટિન્જન્સી ખર્ચના ખાતામાં નાખવાનું કહ્યું ત્યારે મોરારજીભાઇએ એમનું ધ્યાન ખેંચ્યું કે નિયમ પ્રમાણે એ ખર્ચ સરકારને ચોપડે ન નખાય પણ એમણે પોતે જ આપવો જોઇએ. એ પણ કલેક્ટરને ગમ્યું નહિ.

લાંચ-રુશવત સામે મોરારજીભાઇને સખત નફરત હતી. નવા જિલ્લામાં એમની નિમણૂક થાય ત્યારે એમના હાથ નીચેના નોકરિયાતો વિરુદ્ધ લાંચ લેવાની ફરિયાદો એમને મળતી. એ જાતે એની તપાસ કરતા અને એમને પૂરી ખાતરી થાય કે માણસ લાંચ લે છે તો એને નોકરીમાંથી કાઢી મૂકતા. પછી એમની એવી છાપ પડી ગઈ કે એમના હાથ નીચેના માણસો લાંચ લેવાની હિંમત જ ન કરે.

ક્યારેક કોઇક નોકરિયાત એમને એવી સ્થિતિમાં મૂકી દેતો કે એમાંથી રસ્તો કેમ કાઢવો એની વિમાસણ થાય. એક ગામની પાદરની મોખરાની જમીન સરકાર

તરફથી એક માણસને વેચી દેવામાં આવી. એ જમીનમાં ગામલોકોનાં ઢોર બેસતાં હતાં. એના વેચાણ સામે લોકોએ મોરારજીભાઇને ફરિયાદ કરી. ફાઇલ તપાસતાં જણાયું કે જમીન જાહેર હરાજીથી વેચવામાં આવી હતી અને એની મંજૂરી મોરારજી દેસાઇએ જ આપી હતી. હકીકત એ હતી કે હરાજી વિષે ગામલોકોને ખબર આપવામાં આવેલી જ નહિ. હરાજી માત્ર કાગળ ઉપર જ હતી અને સર્કલ ઇન્સ્પેક્ટરે બારોબાર જમીન વેચી દીધેલી હતી.

હવે શું થાય? હરાજીની મંજૂરી મોરારજીભાઇએ પોતે આપેલી એટલે એ કાયદેસર રદ કરવાનું તો મુશ્કેલ હતું. પણ ગામલોકોની આ આપત્તિનું નિવારણ પણ કરવું જ જોઇએ. એમણે એમાંથી વ્યવહારુ રસ્તો કાઢ્યો. સર્કલ ઇન્સ્પેક્ટરને બોલાવીને કહ્યું કે જમીન લેનાર માણસ આ જમીન ગામલોકોને નામે કરી આપે એવી વ્યવસ્થા કાલે જ કરાવી આપો. નહિ તો તમારી સામે તપાસ થશે ને તમને સજા થશે. સર્કલ ઇન્સ્પેક્ટર સમજી ગયો કે પોલ પકડાઈ ગઈ છે. એણે બીજે જ દિવસે જમીન લેનાર માણસ પાસે જમીનમાલિકીનું રાજીનામું ગામલોકોની તરફેણમાં લખાવી લીધું. એ જમીન સરકારી દફતરે ગામલોકોને નામે ચડાવી દેવામાં આવી.

## નોકરી બદલવાનો પ્રયત્ન

છેલ્લા કેટલાક સમયથી મોરારજીભાઇને સરકારી નોકરી ઉપર અણગમો આવી ગયો હતો. સિવિલ સર્વિસમાં ઘણા ભેદભાવ હતા. ઇન્ડિયન સિવિલ સર્વિસ (આઈ.સી.એસ.)માં ગોરા અને હિન્દી નોકરિયાતો વચ્ચે અતિશય ભેદભાવ રાખવામાં આવતો હતો. આઈ.સી.એસ. નોકરો પ્રોવિન્શિયલ સિવિલ સર્વિસના નોકરોને હલકા ગણતા હતા.

આઈ.સી.એસ. અમલદારોને કૉંગ્રેસ અને ગાંધીજી પ્રત્યે ઘૃણા હતી. મોરારજીભાઈ એ બન્ને પ્રત્યે પ્રેમ અને આદર ધરાવતા હતા. એક વાર મહાદેવભાઈ દેસાઈ ગોધરા આવ્યા ત્યારે મોરારજીએ એમને પોતાને ઘેર ઊતરવાનુ કહ્યુ હતું. કલેક્ટરે એ વિષે મોરારજીને કંઈ કહ્યું તો નહિ; એ મોરારજીનો સ્વભાવ જાણતા હતા; પણ એમનાં ભવાં ચડી ગયેલાં.

પંચમહાલ જિલ્લા લોકલ બોર્ડમાં મોરારજી દેસાઈ એમના હોદ્દાની રૂએ સરકાર-નિયુક્ત સભ્ય હતા. બોર્ડના પ્રમુખની ચૂંટણીમાં એક કૉંગ્રેસી ઉમેદવાર હતા અને બીજા સરકારને વફાદાર અને ખાનસાહેબનો ઇલકાબ ધરાવતા ઉમેદવાર હતા. ખાનસાહેબ એક કે બે મતથી હારી ગયા. ખાનસાહેબે મોરારજીનો મત માગેલો પણ મોરારજીએ એમને કંઈ જવાબ આપેલો નહિ. મોરારજીએ કૉંગ્રેસીને જ મત

આપ્યો હશે એમ માની કલેક્ટરે મોરારજીનો જવાબ માગ્યો. મોરારજીભાઈએ એમને કહી દીધું કે "મારે કોને મત આપવો એની કોઈ સૂચના મને અપાઈ નહોતી. મારે મારી બુદ્ધિ અનુસાર નિર્ણય કરવાનો હતો. વળી મેં કોને મત આપ્યો છે તે તમે જાણતા નથી. એટલે તમે મને આવું પૂછો એ મારા મંતવ્ય મુજબ યોગ્ય નથી. એમાં મારું અપમાન છે." કલેક્ટર સમજી ગયા. એમણે કહ્યું : "કંઈ નહિ. બધું ભૂલી જાઓ."

નોકરી છોડવાની ઇચ્છા થવાનાં ઘણાં કારણ આ રીતે ભેગાં થયાં હતાં. ગોધરામાં મોરારજીભાઈ 1924થી હતા. 1928માં અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી ચીફ ઑફિસરની જગ્યા માટે જાહેરખબર પ્રગટ થઈ. મોરારજીભાઈને લાગ્યું કે સરકારી નોકરી છોડવા માટે આ સારો મોકો છે. એમણે અરજી કરી.

એ વખતે સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. ચીફ ઑફિસરની જગ્યા માટે મુખ્ય ત્રણ ઉમેદવારો હતા. તેમાંના એક શ્રી ભગત તે વખતે પ્રોબેશન ઉપરના ચીફ ઑફિસર તરીકે કામ કરતા હતા. બીજા શ્રી દીવાન નામના ભાઈ હતા. ત્રીજા મોરારજી.

મ્યુનિસિપાલિટીના સભ્યોમાં મતભેદો હતા. સરદારની પસંદગી દીવાન ઉપર હતી. સભ્યોની એક મોટી સંખ્યા દીવાનની વિરુદ્ધ હતી અને દીવાન કોઈ પણ રીતે આવે નહિ એમ ઇચ્છતી હતી. એ લોકોને મોરારજી પસંદ હતા. પણ દીવાન આવી ન જાય એ પાકું કરવા તેઓએ ભગતને મત આપ્યા અને ભગત નિમાયા. મોરારજીભાઈને એ જગ્યા ન મળી એ પોતાને અને દેશને માટે સારું જ થયું. મળી હોત તો કદાચ એ જિંદગીભર સુધરાઈના અધિકારી જ રહ્યા હોત. રાજકારણમાં જે કામ કર્યું તે ન થયું હોત. ભગત ચૂંટાયા એટલે સરદારે સુધરાઈમાંથી રાજીનામું આપી દીધું અને બારડોલી જઈ લડતનું સુકાન સંભાળ્યું.

### તટસ્થતાનો સરપાવ!

ગોધરામાં બનેલા એક બનાવે મોરારજી દેસાઈના જીવન ઉપર બહુ મહત્ત્વની અસર કરી હતી. વિચિત્ર વાત એ છે કે હિન્દુ-મુસ્લિમ ઝઘડાઓ પરત્વે એમણે ન્યાયી અને તટસ્થ વલણ રાખ્યું હોવા છતાં એમની સામે હિન્દુતરફી અને મુસ્લિમવિરોધી હોવાના આક્ષેપો થયા.

ગોધરા શહેરની અડધાથી વધુ વસ્તી મુસ્લિમોની હતી. તેમાં પણ મુસ્લિમ ઘાંચીઓની સંખ્યા ઘણી મોટી હતી.

દસેક વર્ષ પહેલાં ત્યાં એક મસ્જિદ બંધાવા માંડેલી. પછી એ કામ ઝઘડામાં

અટવાયું અને બાંધકામ અધૂરું રહ્યું. મોરારજી દેસાઈ ગોધરામાં નિમાયા તે પછી કેટલાક લોકોએ મસ્જિદ બાંધવામાં રક્ષણ માગ્યું. મોરારજીભાઈએ એમને રક્ષણ પૂરું પાડ્યું અને મસ્જિદ બંધાઈ.

ગોધરાના રેલવે યાર્ડમાં એક દરગાહ હતી. એક ફકીર ત્યાં રહેતો હતો. રેલવે શરૂ થઈ તે પહેલાંથી ત્યાં દરગાહ હતી. રેલવે નખાયા પછી દાયકાઓ સુધી એ યાર્ડની વચ્ચે હતી ત્યાં જ રહી હતી. પછી એક દિવસ રેલવેના અધિકારીઓએ ફકીરને એ દરગાહ દૂર કરવાની નોટિસ આપી. ફકીરે મોરારજીભાઇને ફરિયાદ કરી. એમણે જગ્યા જોઈ અને જૂના કાગળપત્રો તપાસ્યા. એમને લાગ્યું કે લાંબા વખતથી ફકીરનો ત્યાં રહેવાનો હક હોવાથી કાયદા પ્રમાણે તે લઈ લેવાય નહિ. એમણે રેલવેને પત્ર લખ્યો. રેલવેના સત્તાવાળાઓએ એમને કહ્યું કે દરગાહ ખુલ્લી છે એટલે આવતી-જતી ગાડીઓથી તેની ઉપર જોખમ છે. મોરારજીભાઇએ રેલવેને એ દરગાહની ફરતે તારનું કંપાઉન્ડ કરી આપવાનું સૂચવ્યું. રેલવેએ સૂચન સ્વીકાર્યું એટલે મુસ્લિમો બહુ રાજી થયા.

શિવ-જયંતીને દિવસે ગોધરામાં મોટું ટોળું ધારિયાં લઇને નીકળ્યું હતું. તેમાંથી તોફાનો થવાનો સંભવ હતો. એની ખબર પડતાં જ મોરારજીભાઈ ત્યાં ઘોડા પર પહોંચ્યા. મોરારજી આવે છે એમ જણાયું કે તરત ટોળું વીખરાઈ ગયું. વાતાવરણ શાંત થઈ ગયું. મોરારજીના ઘોડાની ખરીનો અવાજ એટલો જોરદાર હતો કે દૂરથી જ એમના આગમનની ખબર પડી જતી.

ગોધરામાં ગણેશ ચતુર્થીનું સરઘસ નીકળવાનું હતું. હિંદુઓનો આગ્રહ હતો કે સરઘસ મસ્જિદ પાસેથી પસાર થતું હોય ત્યારે પણ તે મંજીરાં વગાડી શકે. સાધારણ રીતે મુસ્લિમો મસ્જિદ પાસે વાજાં નહિ વગાડવાનો આગ્રહ રાખે છે. પણ 1927ના ગણેશોત્સવના સરઘસને ત્યાંના ડી.એસ.પી. ઝિયાઉદ્દીન અહમદે પૂરતું પોલીસ–રક્ષણ પૂરું પાડ્યું હતું. તેથી મસ્જિદ આગળથી સરઘસ મંજીરાં વગાડતું પસાર થઈ ગયું. મુસ્લિમો કંઈ કરી શક્યા નહિ. પણ સરઘસ તેના વીખરાવાના સ્થળે પહોંચ્યું ત્યારે મુસ્લિમોએ તેના ઉપર હુમલો કર્યો. સરઘસના આગેવાન વામનરાવ મુકાદમને ઘણી ઇજા થઈ અને તેમને બચાવવા વચ્ચે પડેલા એમના મિત્ર પુરુષોત્તમદાસ શાહ હુમલાથી ખૂબ ઘવાઇને મૃત્યુ પામ્યા. બીજા પણ ઘણાને ઇજા થઈ.

મોરારજીભાઇને હુમલાની ખબર પડી એટલે તરત એ સાઇકલ ઉપર ત્યાં પહોંચ્યા. કલેક્ટર હાર્ટશોન એમની પહેલાં પહોંચી ગયા હતા. તેમને કૉંગ્રેસીઓ પ્રત્યે નફરત હતી. આ તોફાનમાં હુમલો મુસ્લિમોએ કર્યો હતો અને હિન્દુઓએ

બચાવમાં પણ વળતો પ્રહાર કર્યો ન હતો. પણ એ હિન્દુઓ કૉંગ્રેસીઓ હતા એટલે કલેક્ટરનું વલણ હિન્દુવિરોધી અને મુસ્લિમતરફી રહ્યું હતું. એમણે મોરારજી દેસાઇને સિવિલ હૉસ્પિટલમાં જઇને જખ્મીઓનાં નિવેદનો લેવાનું કહ્યું. મોરારજીએ મૅજિસ્ટ્રેટ તરીકે બધાનાં નિવેદનો લીધાં અને કલેક્ટરને સોંપી દીધાં.

કેસની તપાસ દરમિયાન વામનરાવ મુકાદમે ડી.એસ.પી. અહમદ સામે એવી અફવા ફેલાવી કે આ તોફાનની ઉશ્કેરણીમાં એમનો હાથ હતો. અહમદને આ તદ્દન ખોટા આક્ષેપથી બહુ ખરાબ લાગ્યું અને એમનું વલણ ફરિયાદીઓની વિરુદ્ધ પલટાઈ ગયું. એને લીધે તપાસ યોગ્ય રીતે થઈ નહિ.

થોડા દિવસ પછી અહમદે ચાર હિન્દુ આગેવાનોને પકડીને શાંતિનો ભંગ ન થાય તે માટે તેમના જામીન લેવાનો કેસ મોરારજીની કોર્ટમાં દાખલ કર્યો. આરોપીઓ સામે કશા પુરાવા હતા નહિ એટલે મોરારજીએ એમને છોડી મૂક્યા. કલેક્ટર આ કેસમાં ઘણી દખલગીરી કરતા હતા તેથી મોરારજીએ તેમને કહ્યું કે ''તમારી આ દખલગીરી યોગ્ય નથી. તમારા જેવા બીજા કલેક્ટર મેં જોયા નથી. તમારા હાથ નીચે મારાથી કામ થાય એમ લાગતું નથી. એટલે તમે અહીંથી મારી બદલી જ કરાવી આપો.''

કલેક્ટર કંઈ બોલ્યા નહિ પણ મોરારજીને રૂબરૂ મળવાનું એમણે બંધ કર્યું. મોરારજી એમના પર્સનલ આસિસ્ટન્ટ હોવા છતાં એમની સાથેનો વ્યવહાર માત્ર કાગળો પર જ રાખ્યો.

જે જામીનના કેસમાં ચાર હિન્દુઓને મોરારજી દેસાઇએ છોડી મૂક્યા હતા તેમાં કલેક્ટર નારાજ હોવા છતાં રિવિઝન અરજી કે અપીલ કરી શક્યા નહિ. પુરાવા એવા હતા કે અપીલમાં એ પોતે પક્ષપાતી વલણ રાખનાર તરીકે ખુલ્લા પડી જાત.

હુમલાનો મુખ્ય કેસ આગળ ચાલ્યો તેમાં તકલીફ થઈ. આરોપીઓના વકીલોએ જખ્મીઓનાં નિવેદનો લેનાર મોરારજીની લાંબી ઊલટતપાસ કરી તેમાં તો વકીલો ફાવ્યા નહિ. મોરારજી સત્ય હકીકતને વળગી રહ્યા એટલે વકીલો કે મૅજિસ્ટ્રેટ તેમાં કંઈ ભૂલ કાઢી શક્યા નહિ. પણ નિવેદનો લેવાતાં હતાં ત્યારે સિવિલ હૉસ્પિટલમાં આવેલા ઇમ્પીરિયલ બૅન્કના એજન્ટ તારાપોરવાળાએ ખોટી જુબાની આપી કે મોરારજી દેસાઈ જખ્મીઓનાં નિવેદનો લેતી વખતે એમની સાથે ચર્ચા કરતા હતા. તારાપોરવાળાની સાથે આવેલા એક આઈ.સી.એસ. પ્રાંત ઑફિસર આયંગરે પોતાની જુબાનીમાં કહ્યું કે આ વાત ખોટી છે. તેમ છતાં મૅજિસ્ટ્રેટે આરોપીઓને છોડી મૂક્યા. વધારામાં બેન્કના એજન્ટની વાત પર આધાર રાખીને મોરારજીની ટીકા કરી.

હિન્દુ ફરિયાદીઓએ ચુકાદા સામે સેશન્સ કોર્ટમાં અપીલ કરી. સેશન્સ જજે મૅજિસ્ટ્રેટનો ચુકાદો તો મંજૂર રાખ્યો પણ તેમની મોરારજી સામેની ટીકા પાયા વગરની અને ગેરવાજબી છે એમ કહીને કાઢી નાખી.

આ કેસનો એક ત્રીજો ફણગો પણ ફૂટ્યો. જે મોરારજી સંપૂર્ણ તટસ્થ વલણ ધરાવતા હતા તેમને હિન્દુ કોમવાદી ગણાવી તેમની સામે તપાસ કરવાની માગણી કલેક્ટરે ઉપરીઓ સમક્ષ કરી. આ તો ચોર કોટવાળને દંડે એવી વાત થઈ. ગોરા કલેક્ટર મુસ્લિમતરફી હતા અને તટસ્થ મોરારજીને કોમવાદી ઠરાવવા માગતા હતા.

થોડા વખત પછી મોરારજીની બદલી અમદાવાદ થઈ ત્યાર પછી આ તપાસ થયેલી. ઉત્તર વિભાગના કમિશ્નરે તેમને નોટિસ મોકલેલી કે તમે કોમી હેતુથી મુસ્લિમો વિરુદ્ધ હિન્દુઓને ટેકો આપો છો. મોરારજીએ એનો જવાબ લખી મોકલ્યો અને કમિશ્નરને રૂબરૂ વાત પણ કરી. એમણે કહ્યું કે આ કેસમાં દોષ મારો નહિ પણ કલેક્ટરનો છે. મોરારજીએ આ તપાસ થાય એવો જ આગ્રહ રાખ્યો. પણ કમિશ્નરે કહ્યું કે મને તમારી વાતથી સંતોષ થયો છે. માટે વધારે તપાસની કંઈ જરૂર નથી. પણ પછી કમિશ્નરે સરકારને કંઈક જુદું જ લખ્યું. સરકાર તરફથી મોરારજીભાઈને મળેલા તપાસના ચુકાદામાં એમને કોમી વલણ માટે દોષિત ઠરાવવામાં આવ્યા હતા. એનાં કંઈ કારણો નહોતાં આપ્યાં. એમને સિનિયૉરિટીમાં ચાર નામ નીચે ઉતારવાની સજા કરવામાં આવી હતી. એ ચુકાદા પછી એમણે નોકરીમાંથી રાજીનામું આપવાનો પાકો નિર્ણય કરી લીધો હતો.

## મેં મારો ધર્મ બજાવ્યો

**ગોધરામાં મોરારજીભાઈએ પોતાના અંગત જીવનમાં ઘણા સુધારા કર્યા. જીવનને શુદ્ધ અને સંયમી બનાવવાના પ્રયત્નો કરવા માંડ્યા. ગીતાનું વાચન શરૂ કર્યું. સંયમમાં મદદ થાય એટલા માટે ખોરાકમાં કેટલાંક નિયંત્રણો અપનાવ્યાં. પાટિયાના ખાટલા પર ફક્ત શેતરંજી પાથરીને સૂવા માંડ્યું. 1928માં પાંચમા સંતાનનો જન્મ થયા પછી એમણે બ્રહ્મચર્યનું પાલન કર્યું. ખાદીનાં વસ્ત્રો પહેરવાનું તો શરૂ કરી જ દીધું હતું. કુદરતી ઉપચારમાં એમને એટલી શ્રદ્ધા હતી કે દીકરી અને દીકરાને શીતળા નીકળ્યા ત્યારે પણ શીતળા ટંકાવ્યા નહિ.**

**1929માં મોરારજીભાઈની નિમણૂક અમદાવાદમાં કલેક્ટરના પર્સનલ આસિસ્ટન્ટ તરીકે થઈ. મે મહિનામાં એમણે ચાર્જ લીધો ત્યારે એમને જણાયું કે ઑફિસનું કામ તદ્દન અવ્યવસ્થિત હતું. કર્મચારીઓ સવારે સાડા દસે આવી જતા**

અને કેટલાક તો રાત્રે આઠ વાગ્યા પછી ઘેર જતા. આટલા કલાક કામ કરવા છતાં કામનો નિકાલ થતો નહોતો અને કામ ઘણું ચડી ગયું હતું.

મોરારજીભાઇએ બધા કર્મચારીઓને ભેગા કરી કામ પતાવવાની રીત સમજાવી. રોજનું કામ રોજ કરી નાખવાની સૂચના આપી. પોતે પણ ચડેલાં કામોનો નિકાલ કરી નાખ્યો. ત્રણ ત્રણ વર્ષની અપીલો સાંભળીને એક મહિનામાં પૂરી કરી નાખી. કર્મચારીઓએ સૂચનાનો અમલ કરવા માંડ્યો એટલે કામ વ્યવસ્થિત થવા લાગ્યું. મોરારજીભાઇ અગિયારથી છ વાગ્યા સુધી બેસતા. ઘેર કામ લઈ જવાની જરૂર ન પડતી.

1930ના માર્ચની 12મીએ ગાંધીજીએ 80 સાથીઓને લઈને દાંડીકૂચ શરૂ કરી તે મોરારજીએ નજીકથી જોઈ. એ અદ્ભુત દૃશ્ય અને લોકોનો ઊભરાતો ઉત્સાહ જોઈ તેમણે નોકરીમાંથી રાજીનામું આપવાનો નિર્ણય કરી લીધો. હવે ફક્ત પેલી તપાસના ચુકાદાની રાહ જોવાની હતી. એ પહેલાં રાજીનામું આપી દે તો સરકાર એનો ગેરલાભ લઈને મોરારજીને બદનામ પણ કરી શકે.

સરકારનો ચુકાદો આવ્યો અને તેમાં મોરારજીને સિનિયૉરિટીમાં નીચે ઉતારવામાં આવ્યા એટલે એમણે રાજીનામું આપી દીધું. 1930ના મે મહિનાની 19મીએ કલેક્ટરને રાજીનામું મોકલી આપ્યું. તે દિવસે શનિવાર હતો. એમણે કલેક્ટરને લખ્યું કે સરકારે ખોટો નિર્ણય આપ્યો છે અને અન્યાય કર્યો છે. સરકાર અન્યાયથી જ ચાલે છે. ન્યાયની એને ચિંતા નથી. જ્યારે દેશમાં સ્વતંત્રતાનો યજ્ઞ શરૂ થયો છે ત્યારે મારા જેવો માણસ બાજુએ બેસીને એ જોયા કરે, આરામની જિંદગી જીવે અને દેશની વિરુદ્ધ પરદેશી રાજને મદદ કરે એ શોભતું નથી. મારું કોઈ કામ બાકી રહ્યું નથી, ચાર્જ સોંપવા જેવું કંઈ રહેતું નથી. માટે મને સોમવારથી જ છૂટો કરશો. આમ બાર વર્ષની સરકારી નોકરી છૂટી.

મોરારજીભાઈના રાજીનામાથી પ્રભાવિત થઇને કેટલાક મિત્રોએ અભિનંદન-સમારોહ યોજવાનું વિચાર્યું. મોરારજીભાઇએ એમને ના પાડી અને યોજના પડતી મુકાવી. પોતે જે કર્યું તે કરવાનો પોતાનો ધર્મ હતો એમ જ મોરારજીભાઈ માનતા હતા. બીજી એક સભામાં એક માણસે કહ્યું કે મોરારજીભાઇએ મોટું બલિદાન આપ્યું છે. એ જ ક્ષણે ઊભા થઈને મોરારજીભાઇએ કહ્યું કે ''એમાં કોઈ બલિદાન નથી. દેશને જ પૈસે હું દેશદ્રોહ કરતો હતો. પ્રામાણિક હિન્દી પરદેશી રાજની નોકરી કરે એ દેશના હિતની વિરુદ્ધ છે. તેથી મેં મારો ધર્મ બજાવ્યો. નોકરી છોડીને હું સુધરી ગયો એમ કહી શકાય. મેં કોઈ બલિદાન આપ્યું નથી.''

# રાજકારણમાં પ્રવેશ

નોકરી છોડ્યા પછી મોરારજી ગાંધીજીના આશ્રમમાં જોડાવા ઇચ્છતા હતા. એમને રાજકારણ કરતાં આશ્રમજીવનમાં વધુ રસ હતો. એ જીવન એમને વધુ અનુકૂળ હતું. ગાંધીજીના વિચારોનું એમને ખૂબ આકર્ષણ હતું. એમના પોતાના વિચારો ગાંધીજીના વિચારોને મળતા આવતા હતા. ગાંધીજીની સાથે રહીને દેશની જે કોઈ રીતે સેવા થઈ શકે તે એમને કરવી હતી. એમણે ગાંધીજીને પત્ર લખી આશ્રમમાં જોડાવાની ઇચ્છા વ્યક્ત કરી. પણ ગાંધીજી તે વખતે જેલમાં હતા. એમને આ પત્ર મળ્યો હોય કે ન પણ મળ્યો હોય. એમની માગણીનો કંઈ જવાબ ન આવ્યો એટલે એ વાત એમણે છોડી દીધી. આશ્રમજીવનને બદલે રાજકારણમાં પ્રવેશ કર્યો.

નોકરી છોડીને તરત એ ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ કમિટીમાં જઇને કૉંગ્રેસના સભ્ય તરીકે નામ નોંધાવી આવ્યા હતા. તે વખતે ધરાસણામાં મીઠાનો સત્યાગ્રહ ચાલતો હતો. સત્યાગ્રહમાં જોડાવા વિષે ચોક્કસ વિચાર કર્યો નહોતો. પણ સત્યાગ્રહ પ્રત્યક્ષ જોવા માટે ધરાસણા ગયા અને પોલીસનો નિર્દય લાઠીમાર જોયો.

મીઠાના સત્યાગ્રહ પછી ખેડૂતોની ના–કરની લડત શરૂ થઈ. ખેડૂતોને એ લડતમાં પ્રોત્સાહન આપવાના કામમાં મોરારજી જોડાઈ ગયા.

### પ્રથમ જેલવાસ

**1930ના ઑક્ટોબરમાં સરકારે કૉંગ્રેસને ગેરકાયદે સંસ્થા જાહેર કરી અને તેના કાર્યકરોને પકડવા માંડ્યા. મોરારજીભાઇનો પણ વારો આવી ગયો. તેમને ત્રણ મહિનાની સખત કેદની સજા થઈ. પહેલી જ વાર એ જેલમાં ગયા. એમને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યા.**

**જેલમાં મોરારજીભાઇને બી-ક્લાસમાં મૂકેલા પણ બધા કેદીઓએ સી-ક્લાસનો જ ખોરાક લેવાનું નક્કી કરેલું. પાછળથી બી-ક્લાસના કેદીઓએ પોતાના વર્ગનો ખોરાક લેવાનું શરૂ કરી દીધેલું પણ મોરારજીભાઇએ સી–ક્લાસનો ખોરાક લેવાનું**

ચાલુ રાખ્યું. સી–ક્લાસનો ખોરાક સ્વાદિષ્ટ તો ક્યાંથી હોય? દરરોજ એકનો એક જ ખોરાક મળે. પણ એવો ખોરાક સ્વાદથી ખાવાની મોરારજીભાઇને ટેવ પડી ગઈ. ખૂબ ચાવીને ખાવાની ટેવ પણ પડી. જેલમાં બીજા માણસોનું વજન ઘટી જાય, પણ મોરારજીભાઈ જેલમાંથી વજન વધારીને નીકળતા.

જેલમાં મોરારજીભાઈ નિયમોનું સંપૂર્ણ પાલન કરતા. નિયમથી વિરુદ્ધ જઇને કોઈ પણ સગવડ માગતા નહિ. જેલમાં જે જાતનું આકરું જીવન જીવવું પડતું તેવું જીવન જીવવા એમણે શરીર અને મનને કેળવેલાં જ હતાં.

## સરદાર સાથે ચકમક

મોરારજી જેલમાંથી છૂટ્યા તે પછી થોડા સમય બાદ ગાંધીજી ગુજરાતમાં કેટલેક સ્થળે જવાના હતા. એ પ્રવાસમાં બધી ગોઠવણો કરવાનું કામ ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલે મોરારજીને સોંપેલું. પ્રવાસ ચાલતો હતો ત્યારે સરદારે એક બીજું કામ પણ કરવાનું કહ્યું. તલાટીઓ પાસેથી કેટલીક હકીકતો મેળવવી હતી. મોરારજી એ કરી શકશે એમ સરદારને લાગ્યું હશે. પણ મોરારજીને જણાયું કે કાયદેસર તલાટીઓ આવી હકીકત આપી શકે નહિ. મેળવવી હોય તો તેઓની પાસે કાયદા વિરુદ્ધ કામ કરાવીને જ એ હકીકતો મેળવી શકાય. તલાટીઓ એમની શરમથી એ કરે પણ ખરા. પણ એમને એ યોગ્ય નથી લાગતું એમ એમણે સરદારને કહ્યું. સરદાર થોડા નારાજ થયા પણ એમણે એ વાતમાં વધુ આગ્રહ ન કર્યો.

1931માં ગુજરાત પ્રાંતિક સમિતિના કાર્યવાહકોની પસંદગી વખતે કેટલાક જિલ્લાના આગેવાનોએ એક મંત્રી તરીકે મોરારજીનું નામ સૂચવ્યું. સરદાર પ્રમુખ તરીકે ચૂંટાયા હતા અને બે મંત્રીઓ પણ ચૂંટાઈ ગયા હતા. ત્રીજા મંત્રી ઉમેરવાની સરદારની ઇચ્છા ન હતી. એમણે એમ પણ કહ્યું કે મોરારજી હજી હમણાં જ કૉંગ્રેસમાં આવ્યા છે એટલે થોડા અનુભવ પછી કોઈ પદ પર આવે તે વધારે સારું. પણ દરખાસ્ત મૂકનારાઓએ પોતાનો આગ્રહ જારી રાખ્યો અને સરદારે એ દરખાસ્ત સ્વીકારી લીધી. ત્યારથી મોરારજી દેસાઈ ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ કમિટી (જી.પી.સી.સી.)ના એક મંત્રી બન્યા. 1937 સુધી એ સ્થાન પર રહ્યા.

મંત્રી તરીકે કામ કરવાની મોરારજી દેસાઇની પોતાની એક રીત હતી. સરદાર અને એમના સાથીદારોને કદાચ એ રીત પસંદ નહિ આવી હોય. એટલે થોડા વખત પછી મહાદેવભાઈ દેસાઇએ એમને એક પત્ર લખ્યો. પત્રનો સાર એ હતો કે તમે સરદારને મળતા રહેતા નથી અને એમને પૂછીને કામ કરતા નથી. તમારે કામ

કરવાની રીત બદલવી જોઇએ. મહાદેવભાઇને સરદાર અને મોરારજીભાઈ બન્ને સાથે સારો સંબંધ હતો એટલે તેમણે આવો પત્ર લખેલો. મોરારજીભાઇએ એમને જવાબમાં લખ્યું કે "હું સરદાર સાહેબને વારંવાર મળું છું. કામ સિવાય વધારે વખત ત્યાં બેસતો નથી, કારણ કે એ રીતે બેસવાનું મને યોગ્ય લાગતું નથી. દરબારમાં બેસવાની તમારી સૂચના હોય તો મને એ દુરસ્ત લાગતી નથી. જે બાબતમાં સરદાર સાહેબને પૂછવાની જરૂર હોય અને પ્રમુખ તરીકેની એમની સૂચનાની જરૂર હોય તે બાબતમાં એમને પૂછ્યા સિવાય હું કશું કરતો નથી. પણ જ્યાં એમને પૂછવાની જરૂર ન હોય અને મંત્રી તરીકે મારે પોતે જ કંઈ કામ કરવાનું હોય તો એવી બાબતમાં હું એમને તસ્દી આપતો નથી. જો સરદાર સાહેબને મારી કામ કરવાની પદ્ધતિથી અગર તો મારા કામથી અસંતોષ હોય તો હું એમના માર્ગમાંથી ઇશારો મળતાં જ હઠી જઇશ." મહાદેવભાઇએ આ પત્રનો જવાબ આપ્યો નહિ. કાં તો એમણે પત્રની વાત સાચી માનીને સ્વીકારી લીધી હોય અથવા આ જક્કી માણસ કોઇનું નહિ માને એમ ધારીને એ વાત એટલેથી પડતી મૂકી હોય. પણ મોરારજીભાઇએ નમ્રતાથી છતાં દૃઢતાથી પોતાની વાત સ્પષ્ટ કરી દીધી હતી.

મોરારજીભાઇની કામ કરવાની રીતથી અને સિદ્ધાંતોના આગ્રહથી એમને ઘણી વાર સરદાર સાથે મતભેદ અને વાદવિવાદ થતો. પણ સરદારની એક વિશિષ્ટતાની મોરારજીભાઇને પ્રતીતિ થઈ ગઈ હતી – કોઈ પ્રમાણિક માણસની સાથે ગમે તેવો મતભેદ હોય, એ માણસથી પોતે ગમે તેટલા નારાજ હોય તોપણ સરદાર કદી તેને હેરાન કરે નહિ.

પ્રાંતિક સમિતિના મંત્રી બન્યા પછી થોડા સમયમાં ગુજરાતમાં યુવક મંડળ સ્થપાયું અને યુવક નેતાઓના આગ્રહથી મોરારજીભાઇએ તેના પ્રમુખ થવાનું સરદારને પૂછ્યા વિના જ સ્વીકાર્યું. સરદારને એ ગમ્યું નહિ જ હોય. એક દિવસ સરદારે એમને પૂછ્યું કે તમે પ્રાંતિક સમિતિના મંત્રી છો અને યુવક મંડળના પ્રમુખ પણ થયા છો એ બરાબર છે? મોરારજીભાઇએ જવાબ આપ્યો કે જવાહરલાલજી અખિલ ભારતીય કૉંગ્રેસ સમિતિ (એ.આઇ.સી.સી.)ના મંત્રી પણ છે અને અખિલ હિન્દ યુવક મંડળના પ્રમુખ છે. એમણે એમ પણ કહ્યું કે આમ છતાં હું બે પદ પર રહું એ અયોગ્ય લાગતું હોય તો મંત્રીપદેથી મારું રાજીનામું આપી દઉં છું. આ સાંભળી સરદાર વાત પડતી મૂકી ચાલ્યા ગયા.

### જેલના વધુ અનુભવો

ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાંથી પાછા આવ્યા તે પછી થોડા દિવસમાં એમની

ધરપકડ કરવામાં આવી અને બીજા પણ ઘણા નેતાઓ અને કાર્યકર્તાઓને પકડવામાં આવ્યા. મોરારજી દેસાઇને પણ પકડીને સાબરમતી જેલમાં અટકાયતી તરીકે રાખવામાં આવ્યા. છ અઠવાડિયાં પછી એમને મુક્ત કરાયા પણ સાથે સાથે એવો હુકમ આપવામાં આવ્યો કે તમારે બાર કલાકમાં અમદાવાદ છોડી જવું. મોરારજીભાઇએ હુકમનો અનાદર કર્યો એટલે એમને પકડીને અદાલત સમક્ષ રજૂ કરવામાં આવ્યા અને અદાલતે એમને બે વર્ષની સખત કેદની સજા કરી. ઉપરાંત 300 રૂપિયાનો દંડ કર્યો અને દંડ ન ભરે તો છ મહિનાની વધુ કેદની સજા ભોગવવાનો હુકમ કર્યો.

1932ની બે વર્ષની સજાનો મોટો ભાગ મોરારજીએ નાસિક જેલમાં ગાળ્યો. ત્યાં કેટલાક સત્યાગ્રહી કેદીઓ ગુપ્ત રીતે અમુક છાપાં મંગાવીને વાંચતા હતા. નિયમપાલનના આગ્રહી બે ભાઇઓએ આ લોકોને એવી ધમકી આપી કે જો આ બંધ નહિ થાય તો અમે જેલ સુપરિન્ટેન્ડેન્ટને એ વાત કહી દઇશું. ઝઘડાએ ખૂબ ગંભીર શક્યતાઓ ઊભી કરી. મોરારજીભાઇએ એ બન્ને ભાઇઓને સમજાવ્યા કે આપણે જેલના નિયમોનો ભંગ ન કરીએ તે આપણી ફરજ છે. બીજાઓ તેનો ભંગ ન કરે એની ચોકી રાખવાનું કે તેની ખબર આપવાનું કામ આપણું નથી. એમની વિરુદ્ધ ફરિયાદ કરવામાં આપણી શોભા નથી. આપણે એ છાપાં ન વાંચીએ, આપણે એ વાંચનારાઓનો બચાવ ન કરીએ એટલું બસ છે. રાજના જાસૂસ આપણાથી ન થવાય.

એક વાર જેલરે કેટલાક સત્યાગ્રહી કેદીઓને માર માર્યો. એક કેદીની હાલત ગંભીર થઇ ગઇ. બધા કેદીઓ તરફથી મોરારજી દેસાઇ જેલ સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગયા. એને કહ્યું કે આ તો ચોખ્ખો ફોજદારી ગુનો છે અને કૉગ્નિઝેબલ (જેની અદાલતી તપાસ કરી શકાય તેવું) છે. એની તરત તપાસ થવી જોઇએ. ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને આનો રિપોર્ટ કરવો જોઇએ અને સિવિલ સર્જનને બોલાવવા જોઇએ. સુપરિન્ટેન્ડેન્ટે ગભરાઇને એ બન્નેને ખબર આપી. જેલર પર કેસ થયો અને તેને સજા પણ થઇ.

## સમાજવાદી પક્ષમાં ન જોડાયા

મોરારજી દેસાઇ 1933માં નાસિક જેલમાં હતા ત્યારે એ જ જેલમાં રહેતા જયપ્રકાશ નારાયણ, મીનુ મસાણી, અચ્યુત પટવર્ધન અને બીજા કેટલાક યુવાનોએ મળી કૉંગ્રેસમાં એક સમાજવાદી જૂથ રચવાનો નિર્ણય કર્યો. એ બધાએ જૂથની રચનાનું એક માળખું તૈયાર કર્યું. તેમાં દેશના પ્રત્યેક પ્રાંતમાંથી સારા સારા કાર્યકર્તાઓને

લેવાની યોજના હતી. 37 વર્ષના મોરારજી દેસાઇ ગુજરાતના એક યુવાન કાર્યકર્તા હતા અને યુવકોની સંસ્થાના પ્રમુખ થયેલા હતા. એટલે એમને આ જૂથમાં ખેંચવાનો પ્રયત્ન થયો. એ લોકોમાંથી એક કાર્યકર્તા મોરારજીને જૂથમાં જોડાવા સમજાવવા આવ્યા. કાર્યકર્તાએ તો એટલે સુધી કહ્યું કે તમે આ જૂથમાં જોડાઓ તો સરદાર વલ્લભભાઇ પટેલનું સ્થાન લઇ શકો. મોરારજીભાઇને લાગ્યું કે આ એમને જૂથમાં ખેંચવા માટે અપાતું પ્રલોભન છે. એમણે એ કાર્યકર્તાને કહ્યું કે આવાં પ્રલોભનો વડે માણસોને આકર્ષીને તમે જૂથ રચશો તો એ લાંબું ટકશે નહિ. એમણે કહ્યું કે હું ગાંધીજીના વિચારોમાં શ્રદ્ધા ધરાવું છું માટે તમારા જૂથમાં ભળી શકીશ નહિ. વળી એક પક્ષની અંદર આવા પેટા-પક્ષો ઊભા થાય એ પણ મોરારજીભાઇને હિતકારક લાગતું નહોતું. એનાથી પક્ષનું સંગઠન નબળું પડે એવો એમનો મત હતો.

ઑક્ટોબરમાં મોરારજીભાઇ છૂટ્યા અને ફરી પકડાયા. આ વખતે એમને ંદર દિવસ સાબરમતી અને પછી યરવડા જેલમાં રાખ્યા. 1934ના જુલાઈમાં સત્યાગ્રહની લડત બંધ થઈ ત્યારે બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા.

સમાજવાદના હિમાયતી યુવાનોએ બહાર આવીને કૉંગ્રેસની અંદર 'કૉંગ્રેસ સમાજવાદી પક્ષ'ની રચના કરી. પક્ષની શાખા ગુજરાતમાં પણ સ્થપાઇ. મોરારજીભાઇને યુવક મંડળના પ્રમુખ બનાવનાર યુવાનોમાંથી મોટા ભાગના એ પક્ષમાં જોડાયા હતા. તેઓએ મોરારજીભાઇને તેમની સાથે જોડાવા માટે ઘણા સમજાવ્યા. પણ મોરારજીભાઈએ તેમને કૉંગ્રેસમાં આવું અલગ જૂથ સ્થાપવાથી થનારા સંભવિત નુકસાનનો ખ્યાલ આવ્યો. પણ યુવાનો માન્યા નહિ અને મોરારજી એમના પક્ષમાં જોડાયા નહિ.

નાસિકના જેલવાસમાં મોરારજીભાઈએ સમાજવાદ-સામ્યવાદ વિષેનાં કેટલાંક પુસ્તકો વાંચી નાખ્યાં. એમને એક રસપ્રદ હકીકત જાણવા મળી કે બધું મળીને છપ્પન પ્રકારના સમાજવાદ છે. એ બધું વાંચ્યા બાદ સામ્યવાદ પ્રત્યે એમને જરાયે આકર્ષણ ન થયું પણ ગાંધીવિચારમાં વધુ શ્રદ્ધા બેઠી. એ જેલવાસમાં ઍલેક્સિસ કેરોલનું પુસ્તક 'મૉરલ મૅન ઍન્ડ ઇમૉરલ સોસાયટી' એમણે વાંચ્યું. એ પુસ્તકના વાચનથી એમની એવી શ્રદ્ધાને ટેકો મળ્યો કે સમાજ ગમે તેવો નીતિહીન હોય પણ વ્યક્તિ તો અવશ્ય નીતિમાન બની શકે છે.

## જેલમાંથી છૂટ્યા પછી

મોરારજીભાઇ નાસિક જેલમાંથી છૂટ્યા તે પછી અને ફરી પકડાયા તે પહેલાં ગાંધીજીએ એમને વર્ધા બોલાવ્યા હતા. ગાંધીજી એમની સાથે કેટલીક બાબતોની

ચર્ચા કરવા માગતા હતા. ગાંધીજીની તબિયત સારી રહેતી નહોતી. આરામની જરૂર હતી. ગમે તે માણસ ગાંધીજીને મળવા આવી ચડે તો જમનાલાલ બજાજ તેમને અટકાવતા હતા. તેમણે મોરારજીને પણ અટકાવ્યા અને કહ્યું કે કોઇને અંદર જવા દેવાના નથી. તમે શા માટે આવ્યા? મોરારજીએ કહ્યું કે ''હું મારી ઇચ્છાથી નથી આવ્યો, બાપુનો બોલાવ્યો આવ્યો છું. છતાં તમે કહો તો ચાલ્યો જાઉં.'' એમને રોકી જમનાલાલજી બાપુને પૂછી આવ્યા. બાપુએ મોરારજીભાઇને અંદર મોકલવાનું કહ્યું હતું પણ જમનાલાલજીએ ચેતવણી આપી કે એક કલાકથી વધુ બેસશો નહિ. વાતચીતમાં કલાક પૂરો થયો એટલે જમનાલાલજી અંદર આવ્યા. મોરારજી ઊઠવા ગયા. પણ ગાંધીજી કહે ''બેસો, હજી વાત કરવાની છે.'' અને વાતોમાં બીજો અડધો કલાક થયો.

આનો એક વળતો બનાવ પણ ત્રણ-ચાર વર્ષ પછી બનેલો. 1937માં ગાંધીજી ફરી બીમાર પડેલા ને તીથલમાં આરામ કરતા હતા. સરદારે ચોકી કરવા મોરારજીને બેસાડેલા. એક વાર જમનાલાલજી આવી ચડ્યા. મોરારજી કશી ટીકા કર્યા વિના તરત જ બાપુને પૂછી આવ્યા અને જમનાલાલજીને અંદર લઇ ગયા. બહાર આવ્યા ત્યારે એમણે મોરારજીને કહ્યું : ''તમે તો મને પાઠ ભણાવ્યો.''

''હું કોણ તમને પાઠ ભણાવનારો? તમે તમારી રીતે કામ કરો છો, હું મારી રીતે.'' મોરારજી બોલ્યા.

1930થી 1934ના ગાળામાં મોરારજીનો ઘણો સમય જેલમાં વીત્યો હતો એટલે બાળકોને એમનો સહવાસ મળેલો જ નહિ. આ વખતે યરવડા જેલમાંથી છૂટ્યા ત્યારે સત્યાગ્રહ સમેટાઇ ગયેલો હતો એટલે રાજકારણનું ખાસ કંઇ દબાણ હતું નહિ. એથી બાળકો સાથે ઘણો સમય ગાળી શકાતો હતો.

એ વખતે મોરારજી અમદાવાદમાં ભાઇ અંબેલાલને ઘેર રહેતા હતા. રહેવાનું રાયપુરમાં ભાઇશંકરની હવેલીમાં પહેલે માળે હતું. પણ બાળકો ત્રીજા માળની અગાસીમાં રાત્રે જતાં ડરતાં હતાં. બાળપણમાં પોતે પણ આમ ડરતા હતા તે યાદ કરી મોરારજીભાઇએ બાળકોની બીક કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો. બાળકોને એમણે જુદે જુદે બહાને, જુદી જુદી રીતે, ક્યારેક એકલાં તો ક્યારેક બબ્બેને સાથે અગાસી પર પરાણે મોકલવા માંડ્યાં. એમની વચ્ચે હરીફાઇ કરાવી, દબાણ કર્યું, ફરજ પાડી પણ એમની બીક કાઢી.

બીજી એક સમસ્યા વધારે દુ:ખદ હતી. બે દીકરીઓને એમની શાળામાંથી સૌની સાથે ફિલ્મ જોવા જવાનું હતું. શાળાએ એ માટે ટિકિટના પૈસા મંગાવ્યા હતા. મોરારજીભાઇએ બાળકોને કહ્યું કે આપણી પાસે પૈસા નથી. એટલે તમારે

શિક્ષિકાને કહી દેવું જોઇએ, કે અમે પૈસા નહિ લાવીએ.

''શિક્ષિકાએ અમને ટોણો માર્યો કે તમે તો ભિખારી છો. અમને એથી દુઃખ લાગ્યું.'' દીકરીઓએ કહ્યું.

''તમારે એમને નમ્રતાથી કહેવું જોઇતું હતું કે અમારે ભિખારી થવું નથી એટલા માટે આવો ખર્ચ કરતાં નથી. ગરીબી સ્વીકારવામાં આપણને કોઇ નાનમ ન હોવી જોઇએ. ગરીબીને અનુરૂપ જ આપણે આપણો ખર્ચ રાખવો જોઇએ. તો જ સ્વમાનથી જીવી શકીએ.'' મોરારજીભાઇએ સમજાવ્યું.

બાળકોને આ વાત ગળે ઊતરી હોય કે ન ઊતરી હોય પણ ફરી એમણે એ વાત યાદ કરી નહિ. ફરી કદી આવી માગણી કરી નહિ.

## ડાકોરના મંદિરમાં ન ગયા

ખેડા જિલ્લાના બોરસદ શહેરમાં ઉપરાઉપર બે વર્ષ પ્લેગનો રોગચાળો ફેલાયો. 1933માં પ્લેગ પ્રસર્યો ત્યારે નેતાઓ જેલમાં હતા એટલે કંઇ કરી શકેલા નહિ. 1934માં બધા છૂટી ગયા હતા. સરકાર તરફથી પ્લેગની સામે અસરકારક પગલાં લેવાતાં નહોતાં. સરદાર વલ્લભભાઇએ બોરસદમાં પ્લેગનિવારણ માટે એક છાવણી શરૂ કરી. એક બાજુ સફાઇનું કામ હાથમાં લીધું. લોકોને સફાઇ રાખવા માટે સૂચનાઓ આપી. બીજી બાજુ પ્લેગની રસી મુકાવવા માટે પગલાં લીધાં. એ છાવણીના લગભગ બધા સ્વયંસેવકોએ રસી મુકાવી. સરદારે ન મુકાવી. મોરારજી દેસાઇ પણ એ છાવણીમાં જોડાયા હતા. એમણે પણ રસી ન મુકાવી. છાવણીનું કામ ચાર મહિના ચાલ્યું. ત્યાં સુધીમાં શહેર તદ્દન સ્વચ્છ થઇ ગયું અને પ્લેગ નાબૂદ થયો.

એ જ વર્ષે કેન્દ્રીય ધારાસભાની ચૂંટણી થવાની હતી. ગુજરાતની એક બેઠક હતી અને ભૂલાભાઇ દેસાઇ તે માટે કૉંગ્રેસ તરફથી ઊભા રહ્યા હતા. સત્તાવાર રીતે કૉંગ્રેસ પહેલી જ વાર ધારાસભાની ચૂંટણીમાં ભાગ લેતી હતી. ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના મંત્રી તરીકે મોરારજી દેસાઇ ચૂંટણી પ્રચાર માટે ગુજરાતના બધા જિલ્લાઓમાં ફર્યા.

આ પ્રવાસ દરમિયાન મોરારજીભાઇને ડાકોર પણ જવાનું થયું. એમની મંડળીને ત્યાંના રણછોડજીના મંદિરે દર્શન માટે જવાનું સૂચન કરવામાં આવ્યું. પણ તે વખતે એ મંદિરમાં હરિજનોને પ્રવેશ નહોતો મળતો. હરિજનોને જે મંદિરમાં પ્રવેશ કરવાની મનાઇ હોય તે મંદિરમાં નહિ જવાનો મોરારજીનો નિયમ હતો. તેથી ડાકોરના એ પ્રખ્યાત મંદિરમાં એ ન ગયા. કદાચ ચૂંટણીના પરિણામ પર એની અસર પડે એવો ભય પણ કેટલાક લોકોએ બતાવ્યો. પરંતુ મોરારજી દેસાઇ

પોતાના સિદ્ધાંતમાં અડગ રહ્યા. ચૂંટણી પર આ બનાવની અસર ન થઇ અને ભૂલાભાઇ ચૂંટાઇ આવ્યા.

મુંબઇમાં 1936માં કૉંગ્રેસ મહાસમિતિ (એ.આઇ.સી.સી.)ની બેઠક મળી હતી. જવાહરલાલ નેહરુ એ વર્ષે કૉંગ્રેસના પ્રમુખ હતા. મોરારજી દેસાઇએ એ બેઠકમાં એક ઠરાવ રજૂ કર્યો. તેમાં એવી માગણી હતી કે મહાસમિતિનું બધું કામકાજ હિન્દીમાં કરવું. મોરારજીનો ઠરાવ પણ હિન્દીમાં જ લખેલો હતો. એમણે એ ઠરાવ રજૂ કરવાની પરવાનગી માગી ત્યારે નહેરુએ દાદ દીધી નહિ. એમણે કહ્યું કે ઠરાવની હિન્દી ભાષા બરાબર નથી. તે વખતે મૌલાના અબુલ કલામ આઝાદ ત્યાં બેઠા હતા. તેમણે નેહરુને કહ્યું કે તમારું હિન્દી એના કરતાં ક્યાં વધારે સારું છે? સરવાળે મોરારજીને ઠરાવ મૂકવાની પરવાનગી પણ મળી એને ઠરાવ પસાર પણ થયો.

# મુંબઈના પ્રધાનમંડળમાં

1937ની મુંબઇ ધારાસભાની ચૂંટણીમાં સુરત જિલ્લાની ચાર બેઠકો હતી. તે વખતે એ ચાર બેઠકોનો સંયુક્ત મતદારવિભાગ હતો. ભીમભાઇ દેસાઇ નામના એક ઉમેદવાર બહુ જોરાવર ગણાતા હતા. એમને હરાવી શકે એવા કૉંગ્રેસી ફક્ત મોરારજી દેસાઇ જ જણાતા હતા. એટલે એક બેઠક પરથી મોરારજીને ઊભા રાખવામાં આવ્યા. ચાર સંયુક્ત બેઠકો હતી એટલે એક બેઠક પરથી મોરારજી ચૂંટાય અને બીજી એક બેઠક પરથી ભીમભાઇ ચૂંટાઇ આવે એમ પણ બની શકે. પણ કૉંગ્રેસનું મંતવ્ય એવું હતું કે ભીમભાઇ હારી જાય તો જ ખરો વિજય મળ્યો કહેવાય.

મોરારજીભાઇ જિલ્લાને ગામેગામ ફર્યા અને લોકોને મળ્યા તથા સભાઓમાં ભાષણો કર્યાં. કૉંગ્રેસના સિદ્ધાંતો અને કાર્યક્રમ સમજાવ્યા. પરિણામ પૂરેપૂરું કૉંગ્રેસની તરફેણમાં આવ્યું. તેના ચારે ચાર ઉમેદવારો ચૂંટાઇ આવ્યા અને ભીમભાઇ દેસાઇ હારી ગયા.

મુંબઇ પ્રાંતની ધારાસભાની 175 બેઠકોમાંથી કૉંગ્રેસને 87 બેઠકો મળી હતી. સ્પષ્ટ બહુમતીમાં એક બેઠક ઓછી હતી. તેને તો પહોંચી વળાત. પણ ગવર્નરો પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ ન કરે એ મુદ્દા પર વાઇસરૉય અને કૉંગ્રેસ વચ્ચે મતભેદ પડ્યો હતો. ગવર્નરોએ બિન-કૉંગ્રેસી સરકારો પણ કેટલાક પ્રાંતોમાં રચાવી. પણ એ લઘુમતી સરકારો છ મહિનાથી વધુ ચાલે તેમ નહોતું. છ મહિનામાં ધારાસભાની બેઠક બોલાવવી જ પડે અને લઘુમતી સરકાર તેની સમક્ષ ઊભી રહી શકે નહિ. થોડા વખત પછી ગવર્નરો એમની સત્તા ન વાપરે એ વિષે સમાધાન થયું અને કૉંગ્રેસે સરકાર રચવાનું સ્વીકાર્યું.

મુંબઇ ધારાસભાના કૉંગ્રેસ પક્ષના નેતા તરીકે બાળાસાહેબ ખેર (બી. જી. ખેર) ચૂંટાયા. પ્રધાનમંડળમાં કોને કોને લેવા તે અંગે પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ સરદાર વલ્લભભાઇ અને ખેર વચ્ચે મંત્રણા થઇ. મોરારજી દેસાઇને સુરતમાં સરદારનો તાર મળ્યો. એમને મુંબઇ બોલાવ્યા હતા. સરદારની ઇચ્છા એવી હતી કે મોરારજી પ્રાંતિક કૉંગ્રેસ સમિતિનું કામ કરે અને તેમને બદલે ભરૂચના દિનકરરાય

દેસાઇને પ્રધાનમંડળમાં લેવામાં આવે. પણ ખેર અને બીજા આગેવાનોનો મત એવો હતો કે મોરારજીને જ પ્રધાનમંડળમાં લેવા.

મોરારજી સરદારને મળ્યા ત્યારે સરદારે એમને પૂછ્યું : ''પ્રધાનમંડળમાં દિનકરભાઇને લઇએ તો એ વિષે તમારો શો મત છે?''

મોરારજીએ કહ્યું : ''તમારો જે નિર્ણય હોય તે મને કબૂલ જ હોય. મારે એમાં બીજું કંઇ કહેવાનું હોય જ નહિ.''

'' દિનકરભાઇ શું કહેશે?''

''અમારો સંબંધ એવો છે કે મને મૂકીને પ્રધાનમંડળમાં આવવા એ કદાચ તૈયાર ન થાય. પણ એ ના કહેશે તો હું એમને સમજાવી શકીશ.''

''એ બની શકે. પણ ગુજરાતના કૉંગ્રેસીઓ ઉપર એની શી અસર થશે?''

''એનો ક્યાસ તો આપે જ કાઢવો જોઇએ. હું કંઇક કહું તો જુદો જ અર્થ નીકળે. એટલે આપે મને પૂછવું ન જોઇએ. એમ કરવામાં મને અન્યાય થાય છે.''

આવી વાત થઇ તે છતાં સરદારે કહ્યું : ''તમને જે લાગતું હોય તે મને ખુલ્લા દિલે કહો.''

''એવું બને કે મને પ્રધાનમંડળમાં લેવાની આપની જ ઇચ્છા નથી એવું લોકો માની લે. એટલા માટે જ આપે આવી ગોઠવણ વિચારી છે એવું એમને લાગે. પણ એમાં ચિંતા કરવા જેવું નથી. હું લોકોને સમજાવી શકીશ કે સંગઠનના કામ માટે મારે બહાર રહેવાની જરૂર છે.''

આ સાંભળી સરદાર બોલ્યા : ''આવો સંભવ હોય તો તો બીજો વિચાર કરવાનો હોય જ નહીં. તમારે જ પ્રધાનમંડળમાં આવવું જોઇએ.''

## પ્રધાન તરીકેનો વ્યવહાર

મોરારજીભાઇ મુંબઇના પ્રધાનમંડળમાં મહેસૂલ ખાતાના પ્રધાન બન્યા. સાત સભ્યોના એ પ્રધાનમંડળમાં બાળાસાહેબ ખેર મુખ્યપ્રધાન હતા. કનૈયાલાલ મુનશી ગૃહપ્રધાન હતા. ડૉ. ડી. ડી. ગિલ્ડર આરોગ્ય અને દારૂબંધી ખાતાના પ્રધાન હતા. અણ્ણા સાહેબ લઠ્ઠે નાણાંખાતાના પ્રધાન હતા. લઠ્ઠેને પૂરતું કામ રહેતું ન હતું અને મોરારજીભાઇ પાસે મહેસૂલી ખાતું, ખેતીવાડી અને જંગલનું ખાતું, તથા સહકારી ખાતું એમ ત્રણ ખાતાં હતાં. એટલે થોડા મહિના પછી ખેતીવાડી અને ગ્રામવિકાસનું ખાતું લઠ્ઠેને સોંપ્યું. આ રીતે પોતાનાં ખાતાંઓમાંથી એકાદ ખાતું બીજાને આપવામાં કોઇને દુ:ખ નહોતું.

તે વખતે ગાંધીજીએ પ્રધાનોને 500 રૂપિયાનો પગાર લેવાની મર્યાદા બાંધી

આપી હતી. પણ મોરારજીને એમણે કહ્યું કે તમે 500થી પણ ઓછા લઇને ચલાવી શકશો. મોરારજીએ ગાંધીજીને કહ્યું : ''મારા સાથી પ્રધાનો જે રીતે જીવવા ટેવાયેલા છે તે જોતાં એમને 500 રૂપિયામાં ચલાવવાનું પણ મુશ્કેલ પડવાનું છે. એથી ઓછામાં તો એમાંના કોઈ કામ નહિ કરી શકે. હું તો ઓછા ખર્ચમાં રહેવા ટેવાયેલો છું એટલે ઓછા પગારમાં ચલાવી શકું. પણ હું એકલો ઓછો પગાર લઉં તો મારા સાથીઓની ટીકા થાય અને તે વાજબી નથી. હું જરૂર કરતાં વધારે ખર્ચ કરવાનો નથી અને પગારમાંથી જે કંઇ બચત થશે તે અને આજ સુધીની જે કંઇ બચત થયેલી હશે તે હું મારાં સંતાનોને વારસામાં આપી જવાનો નથી પણ સમાજહિતનાં કામ માટે ટ્રસ્ટમાં મૂકવાનો છું.'' ગાંધીજીને મોરારજીભાઇની વાત વાજબી લાગી. એમણે મોરારજીભાઇને ઓછો પગાર લેવાનો વધુ આગ્રહ ન કર્યો.

મોરારજીભાઇ એ મહેસૂલ ખાતામાં બાર વર્ષ સુધી ડેપ્યુટી કલેક્ટર તરીકે કામ કરેલું. એટલે ખાતાની ઝીણી ઝીણી બાબતોથી એ માહિતગાર હતા. કલેક્ટરોની નિમણૂકની દરખાસ્તો એમની મારફત મુખ્યપ્રધાન પાસે જતી. ચીફ સેક્રેટરી મોરારજીભાઇને પૂછ્યા વિના જ દરખાસ્ત કરતા. ચીફ સેક્રેટરી સાથે સારો સંબંધ ધરાવનારાઓને મહત્ત્વના જિલ્લાઓમાં મૂકવામાં આવતા. કયા જિલ્લા માટે કોણ વધુ યોગ્ય છે તેની દરકાર રખાતી નહોતી.

ચીફ સેક્રેટરી મહેસૂલી પ્રધાનને પૂછીને જ દરખાસ્ત કરે એવી પ્રથા પાડવાની મોરારજીભાઇની ઇચ્છા હતી. એમણે ચીફ સેક્રેટરીને કંઇ કહ્યા વગર જ આ સૂચવી દેવા એક નવી રીત અપનાવી. એમણે ચીફ સેક્રેટરીની દરખાસ્તો પર છેકો મારીને જુદી દરખાસ્તો મુખ્યપ્રધાનને મોકલવા માંડી. મુખ્યપ્રધાન તો મોરારજીભાઇની દરખાસ્તો સ્વીકારી લેતા. ચીફ સેક્રેટરી સમજી ગયા કે એમની રમતનો મોરારજીભાઇને ખ્યાલ આવી ગયો છે. પછી મોરારજીભાઇએ ચીફ સેક્રેટરીને સમજાવ્યું કે જે સ્થાન માટે જે માણસ સૌથી વધુ લાયક હોય, જેની સૌથી વધુ જરૂર હોય, તેની જ ત્યાં નિમણૂક કરવી જોઇએ. આમાં સિનિયોરિટી પ્રમાણે ચાલવાની પણ જરૂર નથી. ત્યારથી ચીફ સેક્રેટરીએ મોરારજીભાઇને પૂછીને જ દરખાસ્તો મૂકવા માંડી.

જૂના વખતના માથાભારે અધિકારીઓ પ્રધાનોની સત્તા પોતાના જ હાથમાં રાખી કામ કરવા ઇચ્છતા હતા. મોરારજીભાઇએ એમને એમનું સાચું સ્થાન બતાવ્યું એટલે એ લોકો સીધા થઇ ગયા. સેક્રેટરીઓ સાથેની પહેલી જ બેઠકમાં મોરારજીભાઇએ સારી ભાષામાં પણ સ્પષ્ટ રીતે કહી દીધું હતું કે સેક્રેટરીઓએ પ્રધાનોને સલાહ જ આપવાની છે અને પ્રધાનોના આદેશોનો અમલ કરવાનો છે.

ગોરા સેક્રેટરીઓ માટે આ નવો અનુભવ હતો.

પેલા ચીફ સેક્રેટરીની જગ્યાએ નવા આવેલા ગોરા ચીફ સેક્રેટરીને પણ મોરારજીભાઇએ એક પાઠ ભણાવ્યો. નોકરી પર હાજર થઇને એ ગોરો મોરારજીભાઇને ઑફિસમાં મળવા આવ્યો. એ હાથમાં પાઇપ રાખીને પીતો પીતો આવ્યો. પણ મોરારજીભાઇના મુખાભાવ જોઇ એ સમજી ગયો કે એમને એ ગમ્યું નથી. તેણે પાઇપ ખિસ્સામાં મૂકી દીધી. તે પછી થયેલી વાતચીત દરમિયાન મોરારજીભાઇએ એ ગોરા અધિકારીને પૂછ્યું : ''તમે ગવર્નરને મળવા જાઓ છો ત્યારે કદી પાઇપ પીતા પીતા જાઓ છો?''

''ના, ના.''

''તો પછી તમારે પ્રધાનોની સાથે પણ એ જ વ્યવહાર રાખવો જોઇએ, કારણ કે હવે રાજ્ય ગવર્નર ચલાવતા નથી પણ પ્રધાનો ચલાવે છે.''

ગોરો સમજી ગયો અને નવી પરિસ્થિતિને અનુકૂળ થઇ ગયો.

કૉંગ્રેસી પ્રધાનમંડળ રચાયું ત્યારે મુંબઇના ગવર્નર લૉર્ડ બ્રૅબોર્ન હતા. ત્રણ મહિના પછી એમની મુદત પૂરી થતાં એમની બદલી થઇ. એમને સ્થાને સર રૉજર લમ્લીની નિમણૂક થઇ. અત્યાર સુધી નવા ગવર્નર આવે ત્યારે ખૂબ ધામધૂમથી અને મોટા દબદબાથી એમનું સ્વાગત કરવાની પ્રથા હતી. કૉંગ્રેસી પ્રધાનોએ આવા સમારંભોમાં ભાગ નહિ લેવાનો નિયમ કર્યો હતો. લૉર્ડ બ્રૅબોર્નની સલાહ એવી હતી કે પ્રધાનોએ નવા આવતા ગવર્નરના સ્વાગતમાં સામેલ થવું જોઇએ. પણ પ્રધાનોનો વાંધો પણ એ સમજી શકતા હતા. છેવટે એમણે જ રસ્તો કાઢ્યો. પ્રધાનોએ બીજે રસ્તેથી પ્લૅટફોર્મ પર આવીને ગવર્નરની ટ્રેન આવે ત્યારે તેમને મળી લેવું, તેમને આવકાર આપવો અને પછી ત્યાંથી ચાલ્યા જવું. સલામી અને બીજી વિધિઓમાં હાજરી ન આપવી. પ્રધાનોએ જૂના ગવર્નરની સલાહ સ્વીકારી. તેઓ વિવેક ચૂકવા માગતા ન હતા અને આડંબરમાં ભળવા પણ માગતા ન હતા. એમની બન્ને ઇચ્છાઓ સચવાઇ.

## તત્કાળ નિર્ણય

નવું પ્રધાનમંડળ સત્તા પર આવ્યું એ અરસામાં પંચમહાલ અને બિજાપુર જિલ્લામાં દુકાળની પરિસ્થિતિ નિર્માણ થઇ હતી. સરકારે બન્ને જિલ્લાને અછતગ્રસ્તી વિસ્તારો જાહેર કર્યા હતા. ત્યાં દુષ્કાળના સમય માટેનાં મજૂરીનાં કામ શરૂ કરવામાં. આવ્યાં હતાં. મોરારજી દેસાઇ મહેસૂલ ખાતું સંભાળી લીધા પછી તરત એ બે જિલ્લામાં જઇ આવ્યા. બન્ને જિલ્લામાં મજૂરોને રોજના છ પૈસા મળતા હતા. મોરારજીભાઇને

ઘાસ થાય છે તે પણ આ જ ધોરણે વહેંચીએ. પણ એક શરત. જે કંઈ બની ગયું તે અંગે તમારી કોઈ ફરિયાદ નથી અને તમારો હક તમે જતો કરો છો એવી તમારે બાંયધરી આપવી.''

તાત્ત્વિક દૃષ્ટિએ જોઇએ તો આ એક જાતનું બ્લૅકમેઇલિંગ જ થયું. પણ સામો પક્ષ એવા સંજોગોમાં મુકાઈ ગયો કે આ સોદો સ્વીકાર્યા સિવાય તેનો છૂટકો ન રહ્યો. મોરારજીભાઇની ફોર્મ્યુલા પ્રમાણે જ ઝઘડાનો ઉકેલ થયો. આવો ઉકેલ થઈ શકે એ ચીફ સેક્રેટરી અને રેવન્યુ સેક્રેટરીની કલ્પના બહારની વાત હતી.

1938ના ફેબ્રુઆરીમાં સુરત જિલ્લામાં હરિપુરા ગામે કૉંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું. જે જગ્યામાં અધિવેશન ભરાવાનું હતું તે ખાનગી માલિકીની અને ખેતીની જમીન હતી. તેનો બિનખેતીનો કર નક્કી કરવાનો હતો. ઉત્તર વિભાગના કમિશ્નર ગેરેટને મોરારજીભાઇએ હરિપુરા બોલાવ્યા. જમીન તપાસી, ચર્ચા કરી બન્ને એવા નિર્ણય પર આવ્યા કે એ સ્થાને માત્ર ઘાસ ઊગે છે એટલે બિનખેતીનો કર જમીન મહેસૂલ જેટલો જ લેવાય એ કાયદા મુજબ વાજબી ગણાશે.

કમિશ્નરે અમદાવાદ જઇને જમીન મહેસૂલથી બમણો કર નાખ્યો. મોરારજીભાઇએ પુછાવ્યું કે આમ કેમ થયું? ગેરેટે કહ્યું કે એ હુકમ તો આપણી વચ્ચે વાત થઈ તે પહેલાં જ કરેલો હતો. મોરારજીભાઇએ એને મુંબઈ બોલાવી હુકમની તારીખ અને હરિપુરાની મુલાકાતની તારીખ બતાવી. હુકમ પાછળથી જ થયેલો હતો. આવા ઉચ્ચ પદ ઉપરના અધિકારી પ્રધાન સમક્ષ જાણીજોઇને જૂઠું બોલે ત્યારે એમને એ પદ પર રખાય નહિ. એમણે મુખ્ય પ્રધાન બાળાસાહેબ ખેર મારફત ગવર્નરને એક નોંધ મોકલી. તેમાં બધી વિગતો આપી કમિશ્નરને નિવૃત્ત કરવાની માગણી કરી હતી. ગવર્નરે પણ કમિશ્નરનો દોષ છે એમ સ્વીકાર્યું અને કમિશ્નર ગેરેટને રજા પર ઉતારી દીધા.

## ખેડૂતોને જમીનો પાછી આપી

1930 અને 1932ની ચળવળ દરમિયાન ગુજરાતમાં બારડોલી અને બીજાં કેટલાંક સ્થળોના ખેડૂતોએ ના-કરની લડત કરી હતી. સરકારે એમની જમીનો આંચકી લીધી હતી. એમાંની કેટલીક જમીનો સરકારે ખાલસા કરીને બીજા લોકોને વેચી દીધી હતી. કૉંગ્રેસે ખેડૂતોને વચન આપ્યું હતું કે આપણા હાથમાં સત્તા આવશે ત્યારે તમારી જમીનો પાછી અપાવીશું. સરદારે તો એમને કહેલું કે તમારી એ જમીનો બારણાં ખખડાવતી પાછી આવશે. બીજી બાજુ સરકારી અમલદારોએ એ જમીનો ખરીદનારાઓને કહેલું કે તમારી પાસેથી કોઈ એ જમીનો પાછી નહિ લઈ

લે. આમ કોકડું ગૂંચવાયેલું હતું. જૂના ગવર્નર બ્રેબોર્ન અને નવા ગવર્નર લમ્લી જમીનો પાછી આપવાની વિરુદ્ધ હતા. એમને મન એ બ્રિટિશ સરકારની પ્રતિષ્ઠાનો સવાલ હતો. બીજી બાજુ કૉંગ્રેસ માટે પણ પ્રતિષ્ઠાનો સવાલ હતો. મહેસૂલ ખાતાના પ્રધાન તરીકે આ પ્રશ્નનો ઉકેલ કરવાનું મોરારજીભાઇને માથે હતું. એમણે કામચલાઉ વાઇસરૉય બનેલા જૂના ગવર્નર લૉર્ડ બ્રેબાર્ન સાથે વાટાઘાટો કરી અને જમીન ખરીદનારાઓ સાથે પણ વાતચીત કરી. જમીન ખરીદનારાઓ પાસેથી જમીન કેટલી કિંમતે પાછી લેવી એ પણ ઘણો ચર્ચાસ્પદ પ્રશ્ન હતો. મોરારજીભાઇએ કંઇક અંશે કાયદાની મદદથી અને કંઇક અંશે સમજાવટથી કામ લીધું. જમીનો પાછી મેળવી જૂના માલિકોને પાછી આપી. મોરારજીભાઇની દૃઢતા અને વાટાઘાટોની કુશળતાને લીધે આ ગૂંચવણભરી સમસ્યા ઊકલી અને કૉંગ્રેસના નેતાઓનું વચન પાળી શકાયું.

ગાંધી-ઇર્વિન કરાર વખતે વાઇસરૉયે સ્વીકારેલું કે જે સરકારી નોકરિયાતોએ લડત વખતે રાજીનામાં આપેલાં તેમને પેન્શન આપવું. ઇર્વિન પછી આવેલા વાઇસરૉય વિલિંગ્ડને પેન્શન આપવાની વાત નકારી કાઢીને કરારનો ભંગ કર્યો હતો. 1932માં ફરી સત્યાગ્રહ શરૂ થયો એટલે કૉંગ્રેસી નેતાઓએ પેન્શનની વાત ફરી ઉપાડી નહિ. પણ હવે જ્યારે કૉંગ્રેસ સત્તા ઉપર આવી હતી ત્યારે પેન્શન આપવાનો નિર્ણય કરવાની જવાબદારી તેને માથે હતી. રાજીનામું આપનારા મુખ્યત્વે મહેસૂલી અધિકારીઓ હતા એટલે મોરારજીભાઇનું ખાતું જ તેમાં વધુ સંડોવાયેલું હતું. એમણે એ નોકરિયાતોને પેન્શન આપવાનું ઠરાવ્યું. જે નોકરિયાતો નોકરીમાં પાછા આવવા ઇચ્છતા હતા તેમને વચગાળાના સમયમાં જે પ્રમોશન મળી શક્યું હોત તે પ્રમોશન સહિત પાછા લેવામાં આવ્યા. મોરારજીભાઇને પોતાને મહિને 150 રૂપિયાનું પેન્શન મળી શકત પણ એમણે એ ન લીધું.

મુંબઈ પ્રાંતના પ્રધાનમંડળે દારૂબંધી દાખલ કરવાનો નિર્ણય કર્યો. એ વિષય જે ખાતામાં આવતો હતો તે એક્સાઇઝ ખાતાના પ્રધાન એક પારસી સજ્જન ડૉ. ડી. ડી. ગિલ્ડર હતા. બધા જ પ્રધાનો દારૂબંધીમાં માનતા હતા. મોરારજીભાઇએ તો નાનપણમાં ભદેલીમાં દારૂની બદીથી લોકોને થઈ રહેલું નુકસાન જોયું હતું. તે વખતથી જ એમના મનમાં દારૂનાં પીઠાં બંધ કરાવવાની વાત વસી ગઈ હતી.

પ્રારંભમાં મુંબઈ અને અમદાવાદ એ બે મોટાં શહેરોમાં દારૂબંધી દાખલ કરવામાં આવી. દારૂ પરના કરની જે ખોટ જાય તેને પહોંચી વળવા મિલકતવેરો (પ્રૉપર્ટી ટૅક્સ) નાખવામાં આવ્યો.

એક્સાઇઝ ખાતાના કમિશનર શ્રી નાઇટ દારૂબંધીના વિરોધી હતા. એમનો

વિરોધ હતો તોયે દારૂબંધી તો બન્ને શહેરોમાં દાખલ થઈ જ. થોડાં વર્ષ પછી નાઈટ ગવર્નરના સલાહકાર બનેલા. એ અમદાવાદ ગયા ત્યારે તેમણે જોયેલું કે દારૂબંધીથી અમદાવાદના મજૂરોનાં કુટુંબોને ઘણો મોટો લાભ થયો છે. એમણે આ વાત જાહેર રીતે સ્વીકારેલી પણ ખરી.



1930ની સાલમાં મોરારજીભાઇ દેસાઇ, આઇ.સી.એસ., ગોધરા જિલ્લાના ડેપ્યુટી કલેક્ટર તરીકે



·મોરારજી દેસાઇ યુનિવર્સિટીની તાલીમ દરમિયાન, ઑફિસર્સ ટ્રેનિંગ કોર્સમાં એક વિદ્યાર્થી તરીકે



બાબાસાહેબ ખેર, તે સમયના બોમ્બે સ્ટેટના મુખ્ય પ્રધાન; પંડિત જવાહરલાલ નહેરુ, તે વખતના વડા પ્રધાન તથા મોરારજી દેસાઇ, બોમ્બે સ્ટેટના ગૃહ પ્રધાન; 1947-



1963માં નાણાં પ્રધાન મોરારજી દેસાઇ અમેરિકાના રાષ્ટ્રપતિ જૉન કેનેડી સાથે



મોરારજી દેસાઇ અને ઇંદિરા ગાંધી



વડાપ્રધાન મોરારજી દેસાઇ, પત્ની ગજરાબેન, પુત્ર કાંતિભાઇ તથા પુત્રવધૂ પદ્માબેન સાથે



1964માં કામરાજ યોજના દરમિયાન પ્રધાનપદ પરથી રાજીનામું આપ્યા પછી મોરારજીભાઇ ગજરાબેનની સાથે 7 ત્યાગરાજ માર્ગ, નવી દિલ્હીમાં



1952-53માં મોરારજીભાઇએ એનેસ્થેસિયા લીધા વિના ઓપરેશન કરાવ્યું



પૌત્ર ભરતભાઈ સાથે મોરારજીભાઈ



1977માં જનતા પાર્ટીની સરકાર વખતે વડાપ્રધાનપદ માટે થયેલી પસંદગી વખતે જયપ્રકાશ નારાયણ સાથે મોરારજીભાઈ



વડાપ્રધાન બન્યા પછી વડાપ્રધાનના નિવાસથી વડાપ્રધાનના કાર્યલય તરફ જતાં મોરારજીભાઈ



લાલબહાદુર શાસ્ત્રી સાથે મોરારજીભાઈ

# આઝાદીની લડતમાં

1939ના સપ્ટેમ્બરની પહેલી તારીખે જર્મનીએ પોલૅન્ડ ઉપર ચડાઈ કરી તેમાંથી બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. વાઇસરૉય લૉર્ડ લિન્લિથગોએ ભારતના નેતાઓ, રાજકીય પક્ષો કે પ્રાંતોની સરકારોને પૂછ્યા સિવાય અને કેન્દ્રની કે પ્રાંતોની ધારાસભાઓનો મત જાણ્યા વિના, ભારતને યુદ્ધમાં સામેલ કરી દીધું. કૉંગ્રેસે તેનો વિરોધ કર્યો અને પ્રાંતોની કૉંગ્રેસી સરકારોને રાજીનામાં દઈ દેવાનો આદેશ આપ્યો. 1939ના નવેમ્બરની ચોથીએ મુંબઇના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

પ્રધાનનો હોદ્દો છોડતાં પહેલાં મોરારજી દેસાઇએ પોતાના દફતરનાં બધાં કામ પતાવી દીધાં હતાં. સરકારી કામનો એક પણ કાગળ બાકી રહ્યો ન હતો. જે દિવસે ચાર્જ છોડ્યો તે જ દિવસે સાંજે એમણે સરકારી બંગલો ખાલી કરી દીધો.

મુંબઇના પ્રધાનમંડળમાંથી છૂટા થઇને તરત મોરારજીભાઈ અમદાવાદ ગયા. ત્યાં જઇને તેમણે ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ કમિટીના મંત્રી તરીકેનું કામ સંભાળી લીધું.

કૉંગ્રેસ માટે આ કપરા દિવસો હતા. સત્તા પરથી છૂટા થયા એમાં તો કશી તકલીફ નહોતી. તકલીફ તો યુદ્ધ પ્રત્યે કૉંગ્રેસે કેવું વલણ રાખવું તે અંગેની હતી. આ વિષે એકમતી નહોતી. કૉંગ્રેસની કારોબારીના સભ્યોમાં મતભેદ હતો.

વિશ્વયુદ્ધમાં કાંગ્રેસના નેતાઓની સહાનુભૂતિ અંગ્રેજો તરફ હતી. હિટલર અને મુસોલિની જેવા સરમુખત્યારો કરતાં બ્રિટનની લોકશાહી તેમને વધારે પસંદ હતી. પણ ભારતની આઝાદીના પ્રશ્ને એ જ અંગ્રેજો સામે કૉંગ્રેસ લડતી આવી હતી. આ સંજોગોમાં કૉંગ્રેસે શું કરવું? ગાંધીજી સાથે પણ કારોબારીના સભ્યોને મતભેદ હતા.

આ બધામાંથી કંઇક માર્ગ શોધી પ્રજાને સક્રિય બનાવવાના હેતુથી ગાંધીજીએ 1940ના ઑક્ટોબરમાં વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો. સરકારે કરેલા કાયદા મુજબ યુદ્ધપ્રયાસનો વિરોધ કરવો તે ગુનો હતો. આવો વિરોધ કરવો એ ભારતની પ્રજાનો અધિકાર છે એમ કહી ગાંધીજીએ સરકારી કાયદાનો ભંગ કરવાની લડત શરૂ કરી. ગાંધીજીએ પસંદ કરેલા માણસોએ સરકારને અગાઉથી એમ જણાવી દેવાનું હતું કે હું અમુક સમયે અમુક સ્થળે જાહેર રીતે યુદ્ધપ્રયાસનો વિરોધ કરવાનો છું. મોટે

ભાગે સરકાર આવા સત્યાગ્રહીઓની ધરપકડ કરતી. પ્રજાના અધિકારને વ્યક્ત કરવાનો આ પ્રતીકાત્મક સત્યાગ્રહ હતો.

1940ના ઑક્ટોબરને અંતે મોરારજીભાઈએ સત્યાગ્રહની નોટિસ આપી. પણ સત્યાગ્રહના દિવસ પહેલાં જ સરકારે તેમને અટકાયતમાં લઈ સાબરમતી જેલમાં મોકલ્યા.

છ મહિના સાબરમતી જેલમાં રાખ્યા પછી એપ્રિલ 1941માં તેમને યરવડા જેલમાં મોકલવામાં આવ્યા. તે વખતે સરદાર વલ્લભભાઈ, બાળાસાહેબ ખેર, ભૂલાભાઈ દેસાઈ વગેરે યરવડામાં જ હતા. સરદાર પોતાની તબિયત ખરાબ હોવા છતાં પણ વહેલી સવારે ઊઠી ચા બનાવતા અને સૌને આગ્રહથી પીવડાવતા. ખરી રીતે તો બીજા બધાએ સરદારની સેવા કરવાની જરૂર હતી. પણ ઊલટાના સરદાર જ સૌની સેવા કરતા હતા, અને તે પણ એવી સ્વાભાવિકતાથી કે કોઈ કંઈ બોલી જ ન શકે.

છ મહિના પછી અટકાયતીઓને યરવડામાંથી મુક્ત કરવામાં આવ્યા. બીજી જેલોમાંથી પણ સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ બંધ કર્યો. મોરારજીભાઈ ફરી અમદાવાદ આવ્યા અને ફરી પ્રાંતિક સમિતિનું કામ કરવા લાગ્યા.

## એક ધર્મસંકટ

આ વખતે એમને માટે એક ધર્મસંકટ ઊભું થયું. કૉંગ્રેસની મહાસમિતિએ અગાઉ પૂનામાં ઠરાવ કરેલો હતો કે બ્રિટિશ સરકાર યુદ્ધ પૂરું થાય ત્યારે ભારતને સ્વતંત્ર કરી દેવાનું વચન આપે અને અત્યારે અમુક સત્તાઓ આપે તો કૉંગ્રેસે યુદ્ધપ્રયાસમાં સાથ આપવો. ગાંધીજી એ ઠરાવથી વિરુદ્ધ હતા. તેમ છતાં સરદાર, રાજાજી વગેરે ગાંધીજીના અનુયાયીઓએ જ ગાંધીજીની વિરુદ્ધ જઈને ઠરાવ કર્યો હતો. બ્રિટિશ સરકારે એ ઠરાવનો કોઈ પ્રતિભાવ ન આપ્યો એટલે વ્યવહારમાં તો હવે ઠરાવની કંઈ કિંમત રહી ન હતી. એ આપોઆપ રદ થયેલો જ સમજી લેવાનો હતો.

આમ છતાં સરદારની ઇચ્છા ઠરાવને રીતસર રદ કરી ગાંધીજીના વિચારને ટેકો આપતો નવો ઠરાવ કરવાની હતી. સરદારના વિચાર પલટાયા હતા. ગાંધીજી પણ નવો ઠરાવ થાય એમ ઇચ્છતા હતા. પણ કૉંગ્રેસની કારોબારીએ જૂનો ઠરાવ બહુમતીથી કાયમ રાખ્યો.

હવે સરદારે ગુજરાત પ્રાંતિક સમિતિમાં જૂનો ઠરાવ રદ તથા એવો ઠરાવ

કરાવવાનો વિચાર કર્યો. એ સમિતિના પ્રમુખ હતા, મોરારજીભાઈ મંત્રી હતા. મોરારજીભાઈએ સરદારને કહ્યું : ''પૂનાના ઠરાવ વિષે મારો વિચાર આજે પણ બદલાયો નથી. એ ઠરાવ બ્રિટિશ સરકાર આપણને અનુકૂળ થઈ જાય એવી અપેક્ષાએ નહોતો કર્યો. આપણને એ માર્ગ યોગ્ય લાગ્યો હતો તેથી કર્યો હતો. એથી જ મેં એને ટેકો આપ્યો હતો. મને લાગે છે કે એ ઠરાવ આજે પણ બરાબર છે. એટલે એ બદલવાના ઠરાવને હું ટેકો નહિ આપી શકું.''

સરદારે પ્રાંતિક સમિતિની બેઠક બારડોલીમાં બોલાવી. બેઠક મળે તે પહેલાં એ સમિતિની કારોબારીની બેઠક મળી. સભ્યોમાં મોટો મતભેદ હતો. ચર્ચા ખૂબ થઈ. કંઈ નિર્ણય કરવો મુશ્કેલ હતો. ગાંધીજી તે દિવસોમાં બારડોલીમાં હતા. સરદાર સૌને એમની પાસે લઈ ગયા. ગાંધીજીએ મોરારજીભાઈ કહ્યું : ''તમે આ બરાબર કરતા નથી. જે સીડી ઉપર તમે ચડ્યા એ સીડીને તમે ફેંકી દો છો.''

મોરારજીભાઈએ ગાંધીજીને કહ્યું કે મારા વિચારો હું આપને જણાવું, પછી આપ કહેશો તેમ કરીશ. બાપુના કહેવાથી એમણે પોતાના વિચાર આ પ્રમાણે જણાવ્યા : ''આપે અહિંસા અને સત્ય વિષે અમને જે સમજ આપી છે તેમાં હું સંપૂર્ણ રીતે માનું છું. છતાં મેં હજી એટલી શક્તિ કેળવી નથી કે હું એ બન્ને સાધનોનો પૂરો અને સાચો ઉપયોગ કરવાનો દાવો કરી શકું. અહિંસા અને સત્યના પૂરા પાલન સિવાય સ્વરાજ મળે તો મારે એ જોઈતું નથી એમ આપની માફક કહેવાની મારી શક્તિ નથી. એટલે એ મર્યાદા સમજીને પૂના ઠરાવ હું મારે માટે યોગ્ય માનું છું. આપ હવે મને સલાહ આપો કે મારો મત મારે કઈ બાજુ આપવો.''

ગાંધીજીએ તરત કહ્યું કે ''તમારા વિચાર પ્રમાણે તમે જે રીતે તમારો મત આપવાનું નક્કી કર્યું છે તે જ યોગ્ય છે.''

તે પછી કારોબારીની બેઠક ફરી મળી. ફરી ચર્ચા ચાલી. અંતે સરદારે સભ્યોનો અભિપ્રાય જાણવા માગ્યો. ચાર તરફેણમાં અને ત્રણ વિરુદ્ધમાં હતા. ચાર જણ ચર્ચા મુલતવી રાખવાના મતના હતા. ઠરાવ પસાર થયો.

સમિતિની પૂરી બેઠકમાં સરદારે ગાંધીજીને જૂનો ઠરાવ બદલવાની વાત સમજાવવાનું કહ્યું. પણ ગાંધીજીએ તે પહેલાં સભ્યોનો મત જાણવા માગ્યો. 28 સભ્યો ગાંધીજી અને સરદારની સાથે હતા. 54 સભ્યો મોરારજી જેવા વિચારના હતા અને 28 તટસ્થ હતા. એ જોઈ ગાંધીજીએ કહ્યું કે હવે ઠરાવ બદલવાની ચર્ચા કરવાની જરૂર નથી. પૂના ઠરાવ કાયમ રહ્યો.

## બેતાલીસની લડતનો વિરોધ

જ્યારે જાપાનીઓએ અગ્નિ એશિયાનાં બ્રિટિશ સંસ્થાનો પર આક્રમણ કર્યું ત્યારે અંગ્રેજો ત્યાંની પ્રજાઓને તેમના તકદીર પર છોડી પોતાનો જાન બચાવવા ભાગ્યા. એટલું જ નહિ પણ તે દેશોમાં ધીખતી ધરા કરતા ગયા. એટલે કે દુશ્મનોને કંઈ પણ કામમાં આવે એવી તમામ રાષ્ટ્રીય સંપત્તિનો નાશ કરતા ગયા. છેલ્લે બર્મા (મ્યાનમાર)થી પણ એવી રીતે ભાગ્યા. એ વખતે બ્રિટિશ સરકાર ભારતમાં પણ જરૂર પડ્યે એવી નીતિ અખત્યાર કરવા તૈયાર થઈ હતી. કેટલાક વિસ્તારો ખાલી કરાવવાની તૈયારીઓ પણ કરેલી. એને લીધે પ્રજામાં ભારે ચિંતાની અને સખત વિરોધની લાગણી ફેલાયેલી. ગાંધીજીને લાગતું હતું કે અંગ્રેજો આમ કરવાનું ચાલુ રાખશે તો ભારતના લોકો કદાચ જાપાનીઓને આવકારશે અને દેશ ઊલમાંથી ચૂલમાં પડશે. ભારત સ્વતંત્ર હોય તો જ પ્રજાને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા જાપાનીઓ સામે લડવાનો ઉત્સાહ આવે. માટે ભારતને તરત સ્વતંત્રતા મળવી જોઈએ અને અંગ્રેજોએ ભારત છોડીને જવું જોઈએ. ગાંધીજીને એવી સંભાવના પણ જણાતી હતી કે જો અંગ્રેજો ભારત છોડી જાય તો જાપાનીઓ ભારત પર આક્રમણ ન પણ કરે. તેઓને સ્પર્ધા અને દુશ્મનાવટ અંગ્રેજો સાથે છે, ભારત સાથે નથી. આથી 1942ના એપ્રિલના અરસામાં એમણે અંગ્રેજ શાસકોને ભારત છોડી જવાનો અનુરોધ કર્યો અને તેઓ એમ નહિ કરે તો દેશવ્યાપી અહિંસક આંદોલન શરૂ કરવાની ચેતવણી આપી. લેખો અને ભાષણોમાં એમણે 'ક્વિટ ઇન્ડિયા' (ભારત છોડો)નું સૂત્ર ચાલુ કર્યું અને તે સતત જારી રાખ્યું. લોકોને આ આખરી લડત માટે તૈયાર થવાનો આદેશ આપ્યો.

'ભારત છોડો' ચળવળની જે રૂપરેખા ગાંધીજીએ દોરી હતી તેમાં એમ કહ્યું હતું કે ચળવળમાં ભાગ લેનાર પ્રત્યેક વ્યક્તિ પોતે સ્વતંત્ર છે એમ માનીને વર્તે.

સરદાર ગાંધીજી સાથે સંમત હતા પણ મોરારજીભાઈને આ જાતની લડત વિષે શંકા હતી. એમણે જોયું હતું કે કૉંગ્રેસનો સમાજવાદી પક્ષ આ લડત અંગે ખૂબ ઉત્સાહી હતો. પણ એ પક્ષના સભ્યોને અહિંસામાં શ્રદ્ધા ન હતી. તેઓ ગુપ્ત રીતે ભાંગફોડની લડાઈ ચલાવવા માગતા હતા અને તેની તૈયારી કરી રહ્યા હતા.

મોરારજીભાઈને ડર હતો કે આ જાતની લડતથી ગાંધીજીના અહિંસા અને સત્યના સિદ્ધાંતોનો ભોગ અપાશે. હિંસા લોકપ્રિય બનવા પામશે.

મોરારજીભાઈની આવી શંકાને લીધે સરદારની અને એમની વચ્ચે મતભેદ પડ્યો. સરદારને કદાચ એવી શંકા પણ હોય કે મોરારજી લડતમાં નહિ જોડાય. એટલે સરદારે એમને ગાંધીજી સાથે આ વિષયની ચર્ચા કરી લેવાનું સૂચવ્યું. તે

વખતે ગાંધીજી મુંબઈ આવેલા હતા એટલે મોરારજીભાઈ ત્યાં જઇને એમને મળ્યા.

ગાંધીજીએ મોરારજીભાઇને પૂછ્યું કે તમે 'ક્વિટ ઇન્ડિયા'ની લડત વિષે શું માનો છો? જવાબમાં મોરારજીભાઇએ કહ્યું : ''આ લડતમાં દેશભરના મજૂરો હડતાળ પાડે, સરકારી નોકરિયાતો રાજીનામાં આપે અને ખેડૂતો ના-કરની લડત ઉપાડી મહેસૂલ ભરવાનો ઇન્કાર કરી દે એ વાત મારે ગળે ઊતરતી નથી. આપે જ સ્થાપેલું અમદાવાદનું મજૂર મહાજન એક મજબૂત સંગઠન ગણાય છે છતાં તે પણ લાંબી મુદત સુધી હડતાળ ચાલુ નહિ રાખી શકે. વધારેમાં વધારે ત્રણ મહિના સુધી ચાલી શકે. બ્રિટિશ શાસન માટે આ જીવનમરણનો સવાલ છે. તેઓ આ વખતે જરાયે ઢીલ મૂકે એ શક્ય નથી.

''આ લડતમાં આપણો આદર્શ સચવાય નહિ એવો સંભવ છે. જે લોકો આપની લડત માટે સૌથી વધારે ઉત્સાહ બતાવે છે એમાંના ઘણા અહિંસામાં માનનારા નથી. એ લોકો ગુપ્ત રહીને હિંસાનાં કાર્યો કર્યા વગર રહેવાના નથી. એ જાતની સામુદાયિક ચળવળ શરૂ થાય તો હિંસાનું સાધન લોકમાન્ય બની જાય અને આપની વીસ-પચીસ વર્ષની મહેનત નિષ્ફળ જાય. ગુપ્ત ભાંગફોડની લડતમાં સત્ય સચવાઈ જ ન શકે. આપની લડતમાં અસત્યને સ્થાન જ નથી. એટલે ગુપ્ત ભૂગર્ભ લડતને પણ એમાં કોઈ સ્થાન નથી.''

ગાંધીજીએ મોરારજીભાઇની વાત શાંતિથી સાંભળી. પછી કહ્યું : ''તમારી વાતમાં ઘણું તથ્ય છે. પણ પરિસ્થિતિ ગૂંગળામણભરી છે અને જો આપણે નિષ્ક્રિય રહીએ અને જવાબદારી ન ઉઠાવીએ તો જનતામાં હતાશા પ્રસરી જાય, એવું તમને નથી લાગતું? અને એમ લાગતું હોય તો કોઇક પગલું પણ ઉઠાવવું જોઇએ એમ નથી લાગતું?''

''પગલું ઉઠાવવું જોઇએ એમ તો જરૂર લાગે છે.''

''તો આ સિવાય બીજું કયું પગલું લેવું?''

''હું કોઈ પગલું સૂચવી શકતો હોત તો મેં સૂચવ્યું જ હોત. પણ મારી એ શક્તિ નથી, એ શક્તિ તો આપની જ છે. એટલે આપે જ એ વિષે વિચાર કરવો જોઇએ, અને આપને યોગ્ય લાગે તેવો નિર્ણય લેવો જોઇએ.''

મોરારજીભાઇએ એક બીજી સ્પષ્ટતા પણ કરી. એમણે કહ્યું : ''મારી વાતથી આપને એમ લાગતું હોય કે લડત શરૂ થશે તો તેમાં હું સામેલ નહિ થાઉં તો એ મારા વિષે ખોટી સમજ થશે. હું એ સ્પષ્ટ કરવા માગું છું કે આપ જે પગલું લેશો તેમાં હું પૂરા ઉત્સાહથી જોડાઇશ.''

ગાંધીજીએ મોરારજીભાઇને કહ્યું કે ''તમે મારી સાથે સેવાગ્રામ ચાલો. ત્યાં

સાથીઓ સાથે આ વિષયની ચર્ચા કરીએ.''

મોરારજીભાઈ કહે, ''મારે જે કહેવાનું હતું તે મેં આપને કહી જ દીધું છે. એમાં હું કંઈ ઉમેરી શકીશ એવું મને લાગતું નથી એટલે સેવાગ્રામ આવવાનો કોઈ અર્થ નથી. આપને જે યોગ્ય લાગે તે ફેંસલો કરશો. એ મને કબૂલ હશે.''

લડતનો અંતિમ નિર્ણય કરનારી મહાસમિતિની બેઠક મુંબઇમાં ઑગસ્ટની 8મીની રાત્રે પૂરી થઈ. લડત શરૂ થાય તે પહેલાં જ 9મીની વહેલી સવારે સરકારે નેતાઓને પકડી લીધા. તેમાં મોરારજીભાઈ પણ હતા. એમને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા.

## ત્રણ વર્ષનો જેલનિવાસ

મુંબઈથી જે ટ્રેનમાં ગાંધીજી અને તેમની મંડળીને, કૉંગ્રેસ કારોબારીના સભ્યોને અને મોરારજીભાઈ તથા મુંબઇના અન્ય નેતાઓને લઈ જવામાં આવ્યા હતા તેમાં કેટલાક સમાજવાદીઓ પણ હતા. ગાંધીજીની મંડળીને આગાખાન મહેલમાં લઈ જવાયા, મુંબઇના નેતાઓને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા અને કારોબારીના સભ્યોને લઇને ટ્રેન અહમદનગર ગઈ. ત્યાં એ સૌને અહમદનગરના કિલ્લામાં રાખવામાં આવ્યા.

ત્રણે મંડળીઓને ટ્રેનમાં જુદી જુદી રાખવામાં આવી હતી. મોરારજીભાઇની સાથે મહેરઅલી અને અન્ય સમાજવાદી નેતાઓ હતા. તેઓએ મોરારજીભાઇને કહ્યું કે સો દિવસમાં આ લડત પૂરી થઈ જશે અને અંગ્રેજોને ભારત છોડી ચાલ્યા જવું પડશે. મોરારજીભાઇને પરિસ્થિતિ જુદી જણાતી હતી. એમણે કહ્યું કે 100માં એક મીંડું ઉમેરીને કહો કે આપણે 1000 દિવસે બહાર નીકળીશું તો એ ગણતરી વધુ સાચી નીકળશે.

જેલમાં થોડા દિવસ તો ભાંગફોડના સમાચાર મળતા રહ્યા. તેથી સમાજવાદીઓનો ઉત્સાહ સમાતો નહોતો. પણ ત્રણેક મહિનામાં બધું ટાઢું પડી ગયું. સમાજવાદીઓ હતોત્સાહ થઈ ગયા. તેઓએ માથાં કૂટીને કહ્યું કે આપણે પચાસ વર્ષ પાછા પડી ગયા. મોરારજીભાઇને એવું લાગતું નહોતું. એમના મત પ્રમાણે – ''જો લોકોએ સત્યાગ્રહનો જ માર્ગ લીધો હોત તો અંગ્રેજોને ભારતના લોકોની વાત સ્વીકારવી પડી હોત. પણ હિંસા થઈ એટલે શાસનને વળતી હિંસા કરવાનું બહાનું મળી ગયું. પણ આપણે કંઈ પાછા પડી ગયા નથી. અંગ્રેજોની આંખ હવે ઊઘડશે અને એ લોકો સમજશે કે હવે તેઓ અહીં રાજ કરી શકે તેમ નથી.'' મોરારજીભાઈ માનતા હતા કે આને લીધે આપણે હવે સ્વતંત્રતા મેળવી

શકીશું. લડત દરમિયાન હિંસાના કેટલાંક કૃત્યોને વાહવાહી મળી એટલે લડતમાં હિંસા વધી.

જેલમાં મોરારજીભાઇએ કુરાન વાંચ્યું. એ વાંચ્યા પછી એમને ઇસ્લામ વિષે ઘણો આદરભાવ થયો. પયગંબર સાહેબ હિંસામાં માનતા ન હતા અને અહિંસામાં જ માનતા હતા એવી મોરારજીભાઇને ખાતરી થઈ. પોતાના બચાવ માટે એમને લડવું પણ પડ્યું પણ એમણે કદી હાથમાં તલવાર લીધી ન હતી. એ પોતાનું જીવન સાદાઇથી જીવતા અને બીજાને દાખલો બેસાડતા. જેલમાં એમણે ઉર્દૂ ભાષાનો અભ્યાસ પણ કર્યો.

જેલની આ સજા દરમિયાન એક જાણવા જેવો પ્રસંગ બની ગયો. મોરારજીભાઇના મિત્ર મંગળદાસ પકવાસા નાસિક જેલમાં ગંભીર રીતે બીમાર થઈ ગયા. એમને એ જેલમાંથી છોડ્યા અને મુંબઈની હરકિસનદાસ ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યા. ડૉક્ટરોને લાગ્યું કે એ નહિ બચે. દર્દીએ મોરારજીભાઇને મળવાની ઇચ્છા દર્શાવી હતી તેથી ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સે (આઈ.જી.પી.એ) મોરારજીભાઇને કહ્યું કે તમે પૅરોલ પર છૂટીને તેમને મળી આવો.

પૅરોલ પર છૂટવા માટે કેદીએ કેટલીક બાંયધરીઓ આપવી પડતી. 'હું બહાર જઇશ ત્યાં રાજકારણમાં ભાગ નહિ લઉં, હું ઠરાવેલ સમયે મારી મેળે જેલમાં હાજર થઈ જઇશ' એ પ્રકારની બાંયધરીઓ મોરારજીભાઇને પોતાના સ્વમાન માટે હાનિકારક લાગતી હતી. આઈ.જી.પી.એ. એક સમાધાનકારક રસ્તો સૂચવ્યો : "તમારી પાસેથી બાંયધરી નહિ માગીએ. ત્રણ દિવસ માટે તમે જાઓ. તમે પાછા આવી જશો એની મને ખાતરી છે."

આઈ.જી.પી. એમને પોતાની કારમાં પૂના સ્ટેશને મૂકી ગયા. ટ્રેનમાં એ મુંબઈ ગયા અને સ્ટેશનેથી સીધા ઇસ્પિતાલે પહોંચ્યા. બન્ને મિત્રો પ્રેમથી ભેટ્યા. ત્યાર પહેલાં પકવાસાને જાણે જીવવાનો ઉત્સાહ રહ્યો ન હતો. મોરારજીભાઇને મળવાથી અને એમની સાથેની વાતથી જીવવાનો ઉત્સાહ પ્રગટ્યો. એ દવા લેવાની આનાકાની કરતા હતા તે છોડી દીધી.

દર્દીની તબિયતમાં સુધારો દેખાવા લાગ્યો. ડૉક્ટરે કહ્યું કે હમણાં તો બચી જશે પણ છ મહિનાથી વધારે જીવશે નહિ. પણ બન્યું તો એવું કે પકવાસા તે પછી પચીસ વર્ષ જીવ્યા, જ્યારે ડૉક્ટર પોતે, એમનાથી નાની વયના છતાં, છ મહિનામાં મૃત્યુ પામ્યા.

મોરારજીભાઈ વખતસર જેલમાં પાછા પહોંચી ગયા. જેલના રજિસ્ટરમાં એમની ગેરહાજરી નોંધવામાં જ આવી નહોતી.

# મુંબઈના ગૃહપ્રધાન

1942માં થયેલી અટકાયત લગભગ ત્રણ વર્ષ ચાલુ રહી. 1945માં બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું અને બ્રિટિશ સરકારે ભારતના નેતાઓ સાથે વાટાઘાટો કરવાનું વિચાર્યું. વાઇસરૉય વેવેલે રાજકીય કેદીઓને છોડવાનો આદેશ આપ્યો અને શિમલામાં નેતાઓની પરિષદ બોલાવી. એ પરિષદ તો કંઈ ફળદાયી ન નીવડી, પણ તે પછી બ્રિટિશ સરકારે મોકલેલા કૅબિનેટ મિશન સાથેની વાટાઘાટોનું કંઇક પરિણામ આવ્યું. કેન્દ્રની અને પ્રાંતોની ધારાસભાઓની ચૂંટણીઓ કરવામાં આપી.

મુંબઈ પ્રાંતમાં ફરી બાળાસાહેબ ખેરનું પ્રધાનમંડળ રચાયું. આ વખતે મોરારજી દેસાઇને ગૃહખાતું સોંપવામાં આવ્યું. તેમને મુખ્યપ્રધાન પછીનો બીજા નંબરનો દરજ્જો મળ્યો. સત્તાવાર રીતે મોરારજીભાઈને નાયબ મુખ્યપ્રધાન જાહેર કરવામાં આવ્યા નહોતા છતાં વ્યવહારમાં એ નાયબ મુખ્ય પ્રધાન જ ગણાવા લાગ્યા. ગૃહપ્રધાન તરીકેનાં એ પાંચ વર્ષ એમના રાજકીય જીવનનાં શ્રેષ્ઠ વર્ષો હતાં.

મુખ્યપ્રધાન બાળાસાહેબ ખેર અને તેમના ડેપ્યુટી મોરારજી દેસાઈ વચ્ચે એક વિશિષ્ટ પ્રકારનો સંબંધ વિકસ્યો. બન્ને વચ્ચે એવી સમજણ થઈ કે જ્યારે જ્યારે લોકોની નારાજી વહોરવાનો પ્રસંગ આવે ત્યારે એ જવાબદારી મોરારજીભાઇએ માથે લેવી, અને મુખ્યપ્રધાનને એવી મુસીબતમાંથી મુક્ત રાખવા. બન્ને વચ્ચે એટલો બધો વિચારમેળ હતો કે એમની વચ્ચે ભાગ્યે જ કશો મતભેદ થતો. ચર્ચા વિના જ તેઓ એકબીજાના વિચારો સમજી જતા હતા. બે વચ્ચે સંપૂર્ણ વિશ્વાસ અને અતૂટ મૈત્રીનો સંબંધ સ્થપાયો હતો.

સ્વચ્છ અને તંદુરસ્ત પ્રણાલીઓ પાડવાની મોરારજીભાઈ ઘણી ચીવટ રાખતા. એક વાર પ્રાંતના પબ્લિક સર્વિસ કમિશનના પ્રમુખને બે ઉમેદવારોની વચ્ચે પસંદગી કરવામાં મૂંઝવણ થઈ. એમણે મોરારજીભાઇની સલાહ માગી. મોરારજીભાઇએ કહ્યું કે ''તમારે જ એ પસંદગી કરી લેવી જોઇએ. મારાથી એમાં સલાહ ન અપાય. એક વાર હું અભિપ્રાય આપું તો ફરી વાર સામે ચાલીને સલાહ આપવાની લાલચ થાય. તેથી મારે એ બાબતથી દૂર રહીને કમિશનને જ પોતાનો સ્વતંત્ર નિર્ણય કરવા દેવો જોઇએ.''

મુખ્યપ્રધાન બાળાસાહેબ ખેર, ગૃહપ્રધાન મોરારજી દેસાઇ અને અન્ય પ્રધાનો વચ્ચે સુમેળ હતો અને કૉંગ્રેસ પક્ષની સ્પષ્ટ બહુમતી હતી એટલે નવાં કામ બહુ સહેલાઇથી થઇ શકતાં હતાં. 1937નું પ્રધાનમંડળ બે વર્ષ પછી રાજીનામું આપી નીકળી ગયું હતું એટલે તેને પોતાના કાર્યક્રમને અમલમાં મૂકવાનો પૂરતો સમય મળ્યો ન હતો. આ વખતે 1946થી પૂરાં પાંચ વર્ષનો સમય મળ્યો એટલે ઘણા આર્થિક-સામાજિક સુધારા થઇ શક્યા. આ વર્ષમાં કોઇ મોટા રાજકીય ઝઘડા મુંબઇ પ્રાંતમાં હતા નહિ. એટલે પ્રધાનો પોતપોતાનાં ખાતાંમાં ધાર્યાં કામ કશી અડચણો સિવાય કરી શક્યા.

આ પાંચ વર્ષ દરમિયાન 1937 વખતના કેટલાક કાયદા સુધારીને વધુ અસરકારક બનાવવામાં આવ્યા. ખેડૂતો અને જમીનને લગતા ઘણા નવા કાયદા કરવામાં આવ્યા.

સામાજિક સુધારાને ક્ષેત્રે એકપત્નીત્વનો કાયદો અને છૂટાછેડાનો કાયદો ક્રાંતિકારી કાયદા હતા. એનો વિરોધ પણ સારા પ્રમાણમાં થયેલો. પણ સમાજમાં સ્ત્રીનું સ્વમાન સ્થાપિત કરવા માટે એ કાયદા જરૂરી જણાતા હતા. મુંબઇ સરકારે એની પહેલ કરી. કેન્દ્ર સરકારે તે પછી દસેક વર્ષે એ જાતના કાયદા આખા દેશ માટે કર્યા.

આ કાયદા ઘડાતા હતા તે અરસામાં રાજાજી મુંબઇ આવેલા. એકપત્નીત્વના કાયદા અંગે તેમણે કહ્યું કે કોઇ પુરુષ બે પત્નીઓ રાખી શકે એવી એની સ્થિતિ હોય તો એને બે પત્નીઓ કરવાની સ્વતંત્રતા હોવી જોઇએ. મોરારજીભાઇએ એમને પૂછ્યું : ''એવું કરીએ તો પછી કોઇ સ્ત્રી બે પુરુષોને રાખી શકે એવી એની સ્થિતિ હોય તો એને બે પતિ કરવાની છૂટ કેમ ન હોવી જોઇએ?'' પણ એ તો સામસામી દલીલબાજી હતી. સ્ત્રીપુરુષનો સંબંધ સમાનતાનો હોવો જોઇએ અને બન્ને એકબીજાનાં પૂરક છે એ રીતનો વહેવાર એમની વચ્ચે હોવો જોઇએ એમ મોરારજીભાઇ માનતા હતા.

ક્રિમિનલ ટ્રાઇબ્ઝ ઍક્ટ નામના એક જૂના કાયદા પ્રમાણે કેટલીક જાતિઓને જન્મથી જ ગુનેગાર ગણી એમની હિલચાલ ઉપર કાયમ માટે બંધનો મૂકવામાં આવેલાં હતાં. એ કાયદો દેશમાં સૌથી પહેલાં મુંબઇ સરકારે રદ કર્યો.

મોરારજીભાઇને જેલમાં કેદીઓ સાથે થતા વ્યવહારનો અનુભવ હતો. ગૃહપ્રધાન બન્યા એટલે એમણે જેલસુધારણાનું કામ હાથમાં લીધું. મંગળદાસ પકવાસાના પ્રમુખપદે જેલસુધારણા સમિતિ નીમી. તેની ભલામણો ઝડપથી મળી અને સુધારા તરત કરવામાં આવ્યા. કેદીઓને બીડી પીવાની મનાઇ હતી તે દૂર કરી.

કેદીઓ પોતાને પૈસે બીડી ખરીદીને પી શકે એવી ગોઠવણ કરવામાં આવી. કેદીને જેલનો જે ખોરાક મળે તેમાં ઉમેરો કરવા એ પોતાને પૈસે કંઇ ખાવાનું ખરીદી શકે એવો નિયમ થયો. કેદી પાસે જે કામ કરાવવામાં આવતું તેની મજૂરીનો ચોથો ભાગ તેને ખાતે જમા કરવાનું ઠરાવ્યું. આ પૈસા કેદી પોતાના ઉપયોગમાં લઇ શકે. એનાથી એક લાભ એ થયો કે કેદીઓ જેલની અંદર ગુના ઓછા કરવા લાગ્યા.

કેદીઓને બહાર કામ કરવા જવાની પણ છૂટ અપાઇ. બે વર્ષથી વધુ લાંબી સજા પામેલા કેદીઓને બે વર્ષે પંદર દિવસ પેરોલ પર ઘેર જવા દેવાનો નિયમ કરવામાં આવ્યો. કેદીઓ માટે રમતગમતનાં સાધનોની જોગવાઇ કરાઇ. તહેવારને દિવસે સારું ખાવાનું મળે એવી વ્યવસ્થા પણ થઇ.

જેલસુધારણાનો આશય એ હતો કે કેદી જેલમાં હોય ત્યારે વિચાર કરીને પોતાની જાતને સુધારે અને બહાર જાય ત્યારે સમાજને ઉપયોગી કામકાજ કરી સારું જીવન જીવે. આ માટે જેલના કર્મચારીઓને તાલીમ આપવાનું પણ શરૂ થયું.

## કોમી હુલ્લડો

1946ના સપ્ટેમ્બરમાં કેન્દ્રમાં વચગાળાની સરકાર સ્થપાઇ ત્યારે મુસ્લિમ લીગની અશક્ય શરતોને લીધે તે તેમાં સામેલ થઇ શકી નહિ. જવાહરલાલ નેહરુની આગેવાની નીચે રચાયેલી સરકારના વિરોધમાં મુસ્લિમ લીગે દેશભરમાં સીધાં પગલાંનો આદેશ આપ્યો અને તેમાંથી ઠેરઠેર કોમી હુલ્લડો જાગ્યાં. અમદાવાદમાં તો જુલાઇથી હુલ્લડો શરૂ થઇ ગયેલાં. પહેલી વાર હુલ્લડ થયું ત્યારે ગાંધીજીએ મોરારજીને કહ્યું : "તમારે અમદાવાદ જઇને બે લડતાં બળોની વચ્ચે ઘૂમવું જેઇએ. પોલીસ અને લશ્કરની મદદ ન લેવી જેઇએ. જરૂર પડે તો જાતનું બલિદાન દઇને પણ એ આગને ઠંડી કરવી જોઇએ. આ જ એકમાત્ર ઉપાય મને સાચો લાગ્યો છે."

વાતચીતને અંતે ગાંધીજીએ કહ્યું : "આ બધું મેં તમને કહ્યું છે તે મને સૂઝ્યું એ પ્રમાણે કહ્યું છે. આખરે તો તમને જે યોગ્ય લાગે તે જ તમારે કરવું જોઇએ."

મોરારજીભાઇએ કંઇ જવાબ આપ્યો નહિ. એમને ગાંધીજીની સલાહ તાત્ત્વિક દૃષ્ટિએ સાચી લાગતી હતી, પણ પોતાની અને બીજાઓની મર્યાદાઓ લક્ષમાં લેતાં વ્યવહારુ જણાતી ન હતી. તેમ છતાં એ સવારના પહેલા વિમાનમાં અમદાવાદ પહોંચ્યા.

રસ્તામાં એમણે ગાંધીજીની સલાહ ઉપર વધુ વિચાર કર્યો. એમને લાગ્યું કે ઝનૂનથી લડી રહેલાં બે જૂથોની વચ્ચે પડી જીવ આપી દેવામાં ખાસ ફાયદો નથી અને નુકસાન વધુ છે. લડી રહેલાં અમાનુષી પશુબળો પોતાની વચ્ચે પડનારનો

ભોગ જ લે. ગૃહપ્રધાનનો આ રીતે ભોગ લેવાય તો પ્રજા ને શાસનતંત્ર પ્રત્યે આદર રહે નહિ. પરિણામે હુલ્લડો બંધ થાય નહિ, ઊલટાની વધુ ઉશ્કેરણી પ્રસરે.

પોતાના મનમાં ડોકિયું કરતાં મોરારજીભાઇને લાગ્યું કે પોતાને મૃત્યુનો ડર તો કદી નહોતો લાગતો. પણ આવી રીતે જીવનનું બલિદાન આપવામાં એમને કોઇ આનંદ કે ઉત્સાહ દેખાતો નહોતો. બલિદાનની ભાવના આનંદમય ન હોય તો તેમાં કોઇ શક્તિ રહેતી નથી એવું એમને લાગતું હતું. એટલે અમદાવાદ જઇને એમણે કાર્યકર્તાઓ અને અધિકારીઓ સાથે હુલ્લડગ્રસ્ત મહોલ્લાઓની મુલાકાત લીધી. એ લત્તાઓમાં તેઓ પાંચ-છ કલાક ફર્યા. તેમણે લોકોને સાંભળ્યા અને તેમને સમજાવ્યા. હિન્દુઓ અને મુસ્લિમો મોટી સંખ્યામાં મોરારજીભાઇને મળ્યા અને ચર્ચામાં ભળ્યા. આનું પરિણામ એ આવ્યું કે શહેરમાં ગભરાટ ઓછો થયો અને તે દિવસે હુલ્લડનો એક પણ બનાવ ન બન્યો. પાછા આવીને મોરારજીભાઇએ પોતે અમદાવાદમાં જે કંઇ કર્યું હતું તે ગાંધીજીને કહ્યું. ગાંધીજીએ કહ્યું કે તમને જે શક્ય જણાયુ તે કર્યું તેનો મને સંતોષ છે.

અમદાવાદમાં હુલ્લડનું જોર ઘટી ગયું પણ છૂટાછવાયા હુમલા થયા કરતા હતા. સરદાર મૂંઝાતા હતા, કૉંગ્રેસીઓને લાગતું હતું કે મોરારજી મુસ્લિમો સામે પૂરતાં કડક પગલાં લેતા નથી. કેટલાક હિન્દુઓએ મોરારજીની નનામી પણ બાળી હતી. પણ મોરારજીભાઇ બંને કોમના તોફાનીઓ સામે સખત પગલાં લેતા હતા.

મોરારજીભાઇએ સરદારને પોતાનું દષ્ટિબિંદુ સમજાવ્યું. એમણે કહ્યું કે બન્ને કોમો તોફાને ચડી હોય ત્યારે બન્ને સામે સખ્તાઇથી કામ લેવું પડે. એવે વખતે પહેલો હુમલો કોણે કર્યો હતો એ નક્કી કરવા ન બેસાય. કાયદો કોઇનેય હાથમાં લેવા દઇ શકાય નહિ.

કૉંગ્રેસીઓને એમણે કહ્યું કે મને જે યોગ્ય માર્ગ લાગે છે તેને જ હું અનુસરી શકું. તમને લાગતું હોય કે હું નબળો ગૃહપ્રધાન છું તો હું રાજીનામું આપવા તૈયાર છું. પણ હું આ સ્થાન પર ચાલુ રહું એમ તમે ઇચ્છતા હો તો તમારે મારા ઉપર વિશ્વાસ રાખવો જોઇએ અને મારા કામમાં મદદ કરવી જોઇએ.

કેટલાક હિન્દુઓ ગુંડાઓને પૈસા આપી બદલો લેવાની રીત અપનાવતા હતા. એવા લોકોમાં મોરારજીભાઇના કેટલાક સાથીઓ પણ હતા. મોરારજીભાઇએ એ લોકાને કહ્યું કે આ રીત ખોટી છે. એમણે સમજાવ્યું કે એક જગ્યાએ એક મુસ્લિમ એક હિન્દુને મારે એટલા માટે બીજી જગ્યાએ કોઇ હિન્દુ ત્રીજા નિર્દોષ મુસ્લિમને મારે એ ચાલે નહિ. એમણે કહ્યું કે તમે આ કામ બંધ કરવાની ખાતરી નહિ આપો તો મારે તમને જેલમાં મોકલવા પડશે. પેલા ભાઇઓએ ખાતરી આપી

અને સાતેક દિવસમાં છૂટાછવાયા હુમલા પણ અટકી ગયા.

મુંબઇમાં પણ હુલ્લડો થયાં. ત્યાં પણ સખત પગલાં લેવામાં આવ્યાં અને શાંતિ સ્થાપિત કરાઇ. એક પોલીસ કમિશ્નર શાંતિસ્થાપના કાર્ય દિલ દઇને કરતા ન હતા. મોરારજીભાઇએ એમને નિવૃત કર્યા અને એમના જુનિયર અંગ્રેજ અધિકારીને એ જગ્યાએ નીમ્યા. પણ એ નવા કમિશ્નરને ચેતવણી આપી કે સાત દિવસમાં શાંતિ નહિ સ્થાપી શકો તો તમારે પણ જવું પડશે. કમિશ્નરે એટલા સમયમાં શાંતિ સ્થાપી.

હુલ્લડોએ એવી પરિસ્થિતિ સર્જી હતી કે તેને પહોંચી વળવા મોરારજીભાઇને કેટલાંક આકરાં પગલાં લેવાં પડ્યાં. એ દિવસોમાં ફાંસીની સજા રદ કરવાની વિચારણા ચાલી રહી હતી. તે માટે ધારાસભામાં રજૂ કરવાનો ખરડો પણ તૈયાર થઇ રહ્યો હતો. એ ખરડાની વાત પડતી મુકાઇ. જરૂર પડે તો હુલ્લડખોરોને ફટકા મારવાની સજા પણ કરવાની તૈયારી રખાઇ. જે વિસ્તારોમાં કોઇ વ્યક્તિ પર હુમલો થાય તે વિસ્તાર પર સામુદાયિક દંડ નાખવાનું પણ નક્કી થયું. આ પગલામાં મોટા ભાગના લોકો તો નિર્દોષ હોવા છતાં દંડાય છે માટે એ અન્યાયી પગલું છે એવો મોટો ઊહાપોહ થયો. પણ મોરારજીભાઇનું મંતવ્ય એવું હતું કે પોતાના વિસ્તારમાં તોફાન ન થાય એ જોવાની પ્રત્યેક નાગરિકની ફરજ છે. સામુદાયિક દંડની જાહેરાતથી ઘણા લત્તાઓ જાગ્રત થઇ ગયા અને પોતાને ત્યાં હુમલાના બનાવો ન બને એની કાળજી રાખવા લાગ્યા.

આ પ્રધાનમંડળની મુદત દરમિયાન દેશને સ્વતંત્રતા મળી પણ સાથે સાથે દેશના ભાગલા પણ પડ્યા. બન્ને બાજુથી સામસામી હિજરતો થઇ. મુંબઇમાં જે પગલાં લેવાતાં હતાં તેને લીધે વિભાજન વખતે મુંબઇનું વાતાવરણ શાંત રહ્યું.

એ અરસામાં પંજાબમાંથી બે-ત્રણ હિન્દુ આગેવાનો મોરારજીભાઇને મળીને કહ્યા કરતા કે બંગાળ અને પંજાબમાં મુસ્લિમો હિન્દુઓ ઉપર જે અત્યાચારો કરે છે તેનો બદલો તમારે મુંબઇના મુસ્લિમો ઉપર લેવો જોઇએ. એ નેતાઓએ એમ પણ કહ્યું કે મુસ્લિમો ભાગીને પાકિસ્તાન ભેગા થઇ જાય એવું તમારે કરવું જોઇએ. આ વાતથી મોરારજીભાઇ ઘણા નારાજ થયા. એ માનતા હતા કે ભારતમાં કોઇ પણ ધર્મના લાકો નિર્ભયતાથી રહી શકે એ જ ભારતીય સંસ્કૃતિની રીત છે. એ સ્થિતિ પલટાઇ જાય તો ભારતનો નાશ જ થાય. મુંબઇ પ્રાંતમાંથી એક પણ મુસ્લિમ ગભરાઇને ભાગે નહિ એવું વાતાવરણ નિર્માણ કરવાનો મોરારજીભાઇનો પ્રયત્ન હતો. એમણે પેલા ભાઇઓને ચોખ્ખું કહી દીધું કે આવી વાત ફરી કરશો નહિ અને આ પ્રાંતમાં ફરી આવશો નહિ. આવશો તો જેલમાં પૂરી દઇશ.

તોફાનોના સમયમાં હથિયારો લઇને ફરવા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. જાહેરમાં તલવાર કે ભાલો લઇને કોઇથી ફરી શકાતું નહિ. શીખો કિરપાણ રાખવાનો પોતાનો ધર્મ સમજે છે એટલે નાની કિરપાણ રાખવા સામે વાંધો નહોતો. પણ મુંબઇના શીખોએ તલવાર લઇને ફરવાનો આગ્રહ રાખ્યો. મોરારજીભાઇએ અશાંતિના સમયમાં એની પરવાનગી આપવાની ના પાડી. એમણે કહ્યું કે શીખો તલવાર લઇને ફરે તો બીજાઓને પણ એમ કરતાં અટકાવી શકાય નહિ. માટે ગમે તેટલો વિરોધ કરશો તોયે હું પરવાનગી આપવાનો નથી. પરિસ્થિતિ શાંત થયા પછી પરવાનગી મળશે.

કોમી હુલ્લડો અને અન્ય હિંસક તોફાનોને પહોંચી વળવા માટે મોરારજીભાઇએ હોમગાર્ડ્ઝની સંસ્થા શરૂ કરી. એ સંસ્થા પોલીસને મદદ કરવા માટે સ્થપાઇ હતી અને તેની પાસે જે કામની અપેક્ષા રખાતી હતી તે તેણે સંતોષી હતી. પાછળથી તેમાં સ્ત્રીઓનો વિભાગ પણ શરૂ કરવામાં આવ્યો હતો અને તે વિભાગે ઘણી સંતોષકારક કામગીરી બજાવી હતી. હોમગાર્ડ્ઝને બસ ચલાવવાની, આગ ઓલવવાની તાલીમ પણ અપાતી જેથી હડતાળો દરમિયાન જનતાની આવશ્યક સેવાઓ ચાલુ રાખી શકાય.

## કેટલાંક ઉપયોગી પગલાં

પહેલી વારના ખેર પ્રધાનમંડળના વખતમાં શાસનતંત્રમાંથી અને સમાજમાંથી લાંચરુશવત દૂર કરવા માટે થોડાંક પગલાં લેવાયેલાં. 1946માં એ ઝુંબેશ ફરી શરૂ કરવામાં આવી. પોલીસતંત્રમાં લાંચરુશવતવિરોધી વિભાગ સ્થાપવામાં આવ્યો. દરેક જિલ્લામાં એ હેતુ માટે એક 'ઍન્ટીકરપ્શન કમિટી' નીમવામાં આવી.

મોરારજીભાઇ એમની કાર ઉપર સરકારી વાવટો ન રાખતા. ક્યારે કોઇક અજાણી કારમાં પણ જતા. એથી પોલીસતંત્ર કેટલું સજાગ છે તે જાણી શકતા.

ટ્રામ અને બસમાં બેસવા માટે લોકો ધક્કામુક્કી કરતા તે દૂર કરવા મોરારજીભાઇએ 'ક્યૂ'માં ઊભા રહેવાની પ્રથા પાડી. લોકોને તેની તાલીમ આપવા મુખ્ય મુખ્ય બસ-સ્ટૉપ પર બબ્બે પોલીસના માણસો મૂક્યા. પોલીસો લોકોને ક્યૂમાં ઊભા રહેવા સમજાવતા અને ન માને તેમને લાઇનમાં સૌથી છેલ્લે મૂકી દેતા. ધીમે ધીમે લોકો ટેવાયા અને ક્યૂમાં ઊભા રહેવાનો લાભ સમજ્યા. પછી તો અનેક જગ્યાએ અનેક ક્ષેત્રે લોકોને લાઇન લગાડવાની ટેવ પડી. આ જાતની શિસ્તમાં મુંબઇ ભારતમાં સૌથી આગળ ગણાય છે.

દેશના ઘણા ભાગોમાં માણસ દ્વારા ખેંચાતી રિક્ષાઓ ચાલતી તેવી મુંબઇ

પ્રાંતમાં નહોતી. પણ અહીં ઘણાં શહેરોમાં સાઇકલ-રિક્ષાઓ ચાલતી હતી. મોરારજીભાઇએ જોયું કે એવી રિક્ષા ચલાવનારાઓને અતિશય શ્રમ પડે છે. એ પદ્ધતિ માણસાઇની વિરુદ્ધ છે. એમણે સાઇકલ-રિક્ષાઓ બંધ કરાવી અને ઑટોરિક્ષાઓ ચાલુ કરાવી.

ગૃહપ્રધાન તરીકે મોરારજીભાઇએ જનતાના હિતને લક્ષમાં રાખી નાના નાના અનેક સુધારા અને નિયમો કર્યા. આજે એ આપણા જીવનમાં એવા સામાન્ય બની ગયા છે કે એના વિનાની સ્થિતિ આપણે કલ્પી પણ ન શકીએ. દાખલા તરીકે એમણે સિનેમાગૃહોમાં અને નાટકગૃહોમાં ધૂમ્રપાન બંધ કરાવ્યું. ટ્રામ-બસમાં પણ ધૂમ્રપાનની મનાઇ કરી.

આઝાદીનો પ્રારંભ થયો તે પહેલાં થોડા સમય અગાઉ આઇ.સી.એસ.ના અંગ્રેજ અધિકારીઓને બે વિકલ્પ આપવામાં આવ્યા હતા. જેમને નોકરીમાં ચાલુ રહેવું હોય તે રહી શકે અને ન રહેવું હોય તે નિવૃત્ત થઇ શકે. 40 અંગ્રેજ નોકરિયાતોએ નિવૃત્ત થવાની ઇચ્છા દર્શાવી. ગવર્નરને એમ લાગ્યું કે એ લોકોને નોકરીમાં ચાલુ રહેવા સમજાવવા જોઇએ. એમણે મોરારજીભાઇને કહ્યું કે "આ બધા નિવૃત્ત થઇ જશે તો તમારે બિનઅનુભવી માણસોથી ચલાવવું પડશે અને કામકાજ કથળશે."

મોરારજીભાઇ કહે : "અમે એમને ખાતરી આપી જ છે કે તેઓ ચાલુ રહેશે તો સ્વમાનપૂર્વક કામકાજ કરી શકશે. તેમ છતાં એ રહેવા ન માગતા હોય તો પછી બીજો કોઇ ઉપાય નથી."

ગવર્નર કહ્યું કે તમે એમને વધારે સગવડ આપવાનું કહીને પણ રહેવા સમજાવો. ત્યારે મોરારજીભાઇએ કહ્યું કે જે રહેવા નથી માગતા તેમની ખુશામત કરીને કે એમને વધારેપડતો લાભ આપીને હું રાખવા માગતો નથી. એવી રાખીએ તો એ અધિકારીઓ માથાભારે થઇ જાય. એ કરતાં આ ઓછા અનુભવી માણસોથી ચલાવી લેવાનું વધુ પસંદ કરીશું. મોરારજીભાઇને એમ પણ લાગતું હતું કે આ રીતે આપણા દેશી નોકરિયાતો ઉપર વિશ્વાસ મૂકીશું તો એમની આત્મશ્રદ્ધા વધશે અને એ વધુ નિષ્ઠાથી કામ કરશે. એ વખતે કેન્દ્ર સરકારના ગૃહપ્રધાન સરદાર પટેલે પણ અંગ્રેજ આઇ.સી. એસ. નોકરિયાતોની બાબતમાં લગભગ આવી જ નીતિ અપનાવેલી.

## પ્રાંતભરમાં દારૂબંધી

આ વખતની મુંબઈ સરકારે એક મહત્ત્વનું કામ આખા પ્રાંતમાં દારૂબંધી દાખલ કરવાનું કર્યું. 1937માં પહેલી કૉંગ્રેસી સરકારે દારૂબંધી શરૂ કરી હતી ખરી પણ એ

વખતે કામ કરવાનાં બે જ વર્ષ મળેલાં. અમદાવાદ અને મુંબઈ શહેરથી શરૂ કરી ધીમેધીમે એક પછી એક જિલ્લામાં ક્રમશઃ દારૂબંધી કરવા માંડેલી.

1946માં દારૂબંધીની પદ્ધતિ વિષેના ખ્યાલ આ પહેલાંના અનુભવે પલટાયા હતા. જિલ્લાવાર આગળ વધવાની પદ્ધતિ બરાબર નહોતી એમ લાગ્યું હતું. જે કોઈ યોજના થાય તે એકસાથે આખા પ્રાંતને લાગુ પાડવી એવું નક્કી કર્યું. પહેલે વર્ષે આખા પ્રાંતમાં અઠવાડિયામાં બ દિવસ દારૂની દુકાનો બંધ રાખવી, બીજે વર્ષે ચાર દિવસ અને ત્રીજે વર્ષે છ દિવસ બંધ રાખવી. એમ ચોથે વર્ષે પ્રાંતભરમાં સંપૂર્ણ દારૂબંધી અમલી બનાવવી એવી યોજના ઘડી કાઢી.

મુંબઈ સરકારને એવું જાણવા મળ્યું કે કેન્દ્રની સરકાર આ બાબતમાં બહુ અનુકૂળ વલણ ધરાવતી નથી. તેથી પ્રધાનમંડળે આ વિષયની બધી બાજુની વિગતે ચર્ચા કરી. મોરારજીભાઈએ સાથી-પ્રધાનોને કહ્યું કે આપણ મનમાં આ પગલા વિષે જરાયે સંદેહ હોય તો એ પગલું ન લેવું. પણ જો આપણો વિચાર દૃઢ હોય અને વિચારપૂર્વક પગલું લીધું હોય તો પછી તેમાંથી પાછા નહિ હઠવું. બધા સંમત થયા અને પ્રધાનમંડલે સર્વાનુમતિથી દારૂબંધીનો નિર્ણય કર્યો.

યોજના કરેલી તે પ્રમાણે 1950થી મુંબઈ પ્રાંતમાં સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવી. દારૂબંધીને પરિણામે મજૂરોનાં કુટુંબોની સ્થિતિ સારા પ્રમાણમાં સુધરી. દારૂબંધીનો અમલ શરૂ થયા પછી એકાદ વર્ષે એક-બે મિલોના અંગ્રેજ મૅનેજરોએ એમનો અનુભવ મોરારજીભાઈને કહ્યો : ‘‘દારૂબંધી શરૂ થઈ તે પહેલાં મજૂરોની સ્ત્રીઓ બપોરે ખાવાનું લઇને આવે ત્યારે તેમનાં કપડાં મેલાં અને ફાટેલાં દેખાતાં. જમતી વેળા પતિ-પત્ની વચ્ચે ઝઘડા ચાલ્યા કરતા, કારણ કે સારું ભોજન લાવી શકાતું નહોતું. એવું ભોજન બનાવવા માટે પૂરતા પૈસા સ્ત્રીના હાથમાં આવતા જ નહિ. પુરુષ દારૂ ઢીંચવામાં ઘણા પૈસા વેડફી વાખતો. દારૂ પીવાથી મજૂરો કામમાં આળશ કરતા હતા અને ગેરહાજરી વધારે રહેતી હતી. સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવ્યા પછી ખાવાની વસ્તુઓ સારી આવવા લાગી. પતિ-પત્ની વચ્ચે ઝઘડા ઓછા થયા. કપડાં સારાં અને સ્વચ્છ દેખાવા લાગ્યાં. કામમાં ઉત્સાહ અને ચીવટ વધ્યાં. ગેરહાજરી ઓછી થઈ. મજૂરોનાં ઘરોમાં સારાં વાસણો આવ્યાં. એમની સ્થિતિમાં સુધારો દેખાઈ આવતો હતો.'' એ અંગ્રેજ મૅનેજરોને દારૂબંધીમાં બહુ વિશ્વાસ નહોતો, પણ એનાં સારાં પરિણામ તો તેઓ જોતા હતા.

## અસ્પૃશ્યતા નિવારણ

કૉંગ્રેસના કાર્યક્રમમાં દારૂબંધી જેવું જ અગ્રસ્થાન અસ્પૃશ્યતા નિવારણને આપવામાં

આવ્યું હતું. આ જાતનાં કામ વિષે કેટલાક લોકો એમ માનતા હોય છે કે એ કામ કાયદાથી ન થાય પણ સમજાવટથી થાય. જે લોકો આવાં કામમાં પડ્યા છે તેઓ માને છે કે સમજાવટને કાનૂની ટેકો ન મળે તો સમાજસુધારા જલદી થઈ શકતા નથી. મોરારજીભાઈ માનતા હતા કે અસ્પૃશ્યતાના દૂષણને સમાજમાંથી કાઢવા માટે કાયદાનું સાધન જરૂરી છે. કૉંગ્રેસ સમજાવટ અને પ્રચાર તો કરી જ રહી હતી. હવે કૉંગ્રેસી સરકારે હરિજનોને મંદિરોમાં જવાનો, અને હોટલ જેવાં જાહેર ઉપયોગનાં સ્થળોમાં બીજાઓની સાથે સમાનતાથી જવાનો અધિકાર કાયદાથી આપવાનો હતો. શાળાઓમાં હરિજન બાળકોને અન્ય બાળકોની સાથે જ બેસાડવામાં આવે એવો કાયદો કરવાનો હતો.

મુંબઈ સરકારે 'હરિજન મંદિર પ્રવેશ'નો કાયદો કર્યો. એથી હરિજન સેવાનું કાર્ય કરનારાઓને સારી મદદ થઈ. એ રીતે હોટલ, રેસ્ટોરાંઓમાં પણ એમની સાથે ભેદભાવ ન રાખી શકાય એવો કાયદો કર્યો.

શાળાઓમાં હરિજન બાળકોને જુદા નહિ બેસાડવાનો કાયદો કર્યો ત્યારે સવર્ણોએ ધાકધમકીથી એવું વાતાવરણ ઊભું કરવા માંડ્યું કે હરિજનો બાળકોને શાળામાં મોકલે જ નહિ. મોરારજીભાઈના સૂચનથી રાજ્યે એવી હુકમ કાઢ્યો કે જે ગામોમાં ગામલોકો હરિજનોને પોતાનાં બાળકોને શાળામાં મોકલવા સમજાવી નહિ શકે અથવા હરિજન બાળકોને જુદાં બેસાડવામાં આવતાં હશે તે ગામની શાળાઓ બંધ કરી દેવામાં આવશે. એ હુકમ સામે કેટલાક લોકોએ કોર્ટમાં પણ ફરિયાદ કરી. પણ કોર્ટે એ લોકોની વિરુદ્ધ ચુકાદો આપ્યો એટલે હુકમ કાયમ રહ્યો. હરિજન બાળકો શાળાએ જવા લાગ્યાં અને સવર્ણોનાં બાળકોની સાથે બેસી ભણવા લાગ્યાં.

આદિવાસીઓની સ્થિતિ સુધારવાનાં પગલાં પણ મુંબઈ સરકારે લીધાં. જંગલોમાં લાકડાં કાપવાનાં અને બીજાં કામના ઇજારા અમુક ઇજારદારો જ લઈ જતા. જંગલખાતાના અધિકારીઓ એમના મળતિયા બની ગયેલા હતા. આદિવાસીઓ ઇજારદારો માટે મજૂરી કરતા પણ એમના મજૂરીના દર ઘણા ઓછા રહેતા. કૉંગ્રેસી સરકારે આદિવાસીઓની સહકારી મંડળીઓ શરૂ કરાવી તે મંડળીઓને જ જંગલકામના ઇજારા આપવાની પ્રથા શરૂ કરી. સહકારી મંડળીઓ માટે આદિવાસી કાર્યકર્તાઓ તૈયાર કરવા તાલીમશાળાઓ કાઢી. આદિવાસી બાળકોના શિક્ષણ માટે એમના વિસ્તારોમાં શાળોઓ શરૂ કરી. ઉપરાંત એમને જીવનમાં બધી રીતે વિકાસશીલ બનાવવા આશ્રમશાળાઓ સ્થાપી. મોરારજીભાઇએ જંગલખાતાના અમલદારોને સમજાવ્યું કે એ ખાતું ઇજારદારોનાં હિત ખાતર કે

ખાતાના નોકરિયાતોનાં હિત ખાતર ચલાવવાનું નથી પણ આદિવાસીઓનાં હિત માટે ચલાવવાનું છે.

### બસવ્યવહારનું રાષ્ટ્રીયકરણ

મુંબઈ પ્રાંતની આ બીજી વારની કૉંગ્રેસી સરકારે એક અત્યંત લોકોપયોગી અને લોકહિતનું કામ કર્યું તે બસવ્યવહારનું રાષ્ટ્રીયકરણ. તે વખત સુધી પ્રાંતનાં સ્થળો વચ્ચેનો બસવ્યવહાર ખાનગી ઇજારદારોના હાથમાં હતો. તેમની બસો ભંગાર જેવી હતી અને તેમાં સુધારો થતો ન હતો. લોકોની અગવડનો પાર નહોતો. લોકો માટેનાં આ સાધનોમાં સગવડો વધતી નહોતી, વિકાસ થતો નહોતો. એટલે મોરારજીભાઈ એવા નિર્ણય પર આવ્યા કે રેલવે અને બસવ્યવહાર જેવાં સાધનો રાજ્યે જ ચલાવવાં જોઇએ.

બસવ્યવહારના રાષ્ટ્રીયકરણ સામે કૉંગ્રેસ પક્ષની અંદર પણ કેટલાકનો વિરોધ હતો. પણ અંતે પક્ષે પ્રધાનમંડળનો નિર્ણય સ્વીકાર્યો. બસવ્યવહારના સંચાલન માટે સ્ટેટ ટ્રાન્સપોર્ટ (એસ.ટી.) કૉર્પોરેશન નામની સંસ્થા ઊભી કરવામાં આવી. તેમાં પચીસ ટકા હિસ્સો રેલવેને આપ્યો. એથી મૂડી પણ મળી અને રેલવે તથા બસવ્યવહાર વચ્ચે સમન્વય થયો. આમ કેન્દ્ર અને પ્રાંતની સરકારના સહકારથી આ કામનો ઝડપી વિકાસ થયો. એક વર્ષ પછી પેલા વિરોધ કરનારા સભ્યોને મોરારજીભાઈએ કહ્યું કે જૂની વ્યવસ્થા પાછી લાવવી હોય તો બોલો. એ લોકોએ કબૂલ કર્યું કે પહેલાંની વ્યવસ્થા કરતાં આ નવી વ્યવસ્થા ઘણી સારી છે.

મોરારજીભાઈ માલવાહક ટ્રકોનું પણ રાષ્ટ્રીયકરણ કરવા ઇચ્છતા હતા. ટ્રકોમાં નિયમ કરતાં વધુ માલ ભરાતો. વળી દાણચોરીનો માલ પણ આ ટ્રકોમાં જ મોકલાતો હતો. સરકાર આ ટ્રકોનો વ્યવહાર પોતાના હાથમાં લઈ લે તો પ્રજાને સારી સગવડો આપી શકાય એવો મોરારજીભાઇનો મત હતો. એ માટે કેન્દ્રની પરવાનગી માગવામાં આવી. પણ કેન્દ્રની સરકારે પરવાનગી ન આપી એટલે એ કામ ન થઈ શક્યું.

ન્યાયતંત્રને વહીવટી ખાતાંથી જુદું પાડવાની માગણી કૉંગ્રેસ કેટલાંયે વર્ષોથી કરતી આવી હતી. મુંબઈ સરકારે એ દિશામાં પહેલ કરવાનું વિચાર્યું. જસ્ટિસ લોકુરના પ્રમુખપદે એક કમિટી નીમી. કમિટીનો રિપૉર્ટ મળ્યા પછી અંગે કાયદો કરવા કેન્દ્રીય સરકારની પરવાનગી માગી. વર્ષ વીતી ગયું તોય પરવાનગી મળી નહિ. મોરારજીભાઇએ સરદાર સાથે આ વિષે ચર્ચા કરી. સરદાર એમ માનતા હતા કે એ વખતે શાસનતંત્ર ઉપર જે બોજો આવેલો છે તે જોતાં કોઈ ફેરફાર જલદીથી, ઉતાવળે, ન કરવો. વળી બીજા કોઈ પ્રાંતોએ આવી માગણી કરી નહોતી. તેમ છતાં

મોરારજીભાઈ એમની વાત સરદારને ગળે ઉતરાવી શક્યા. સરદારે સંમતિ આપી અને મુંબઈ સરકારે કાયદો કરી ન્યાયતંત્રને વહીવટી તંત્રથી મુક્ત કર્યું.

## રઝાકારોને પાઠ ભણાવ્યો

દેશને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ તે સાથે દેશી રાજ્યોને પણ તેમાં વિલીન કરી સમગ્ર ભારતને એક શાસન નીચે લાવવાનો ભગીરથ પુરુષાર્થ સરદાર પટેલે કર્યો. તેના પ્રથમ પગલા તરીકે રાજાઓને ભારત સાથે વિધિપૂર્વક જોડાણ કરવા સમજાવવાના હતા. 1947ના ઑગષ્ટની 15મી સુધીમાં જૂનાગઢ, કાશ્મીર અને હૈદરાબાદ સિવાય તમામ રાજ્યોના શાસકોએ જોડાણખત (સંધિ-પત્ર) પર સહી કરી હતી.

હૈદરાબાદ રાજ્યનો કેટલોક વિસ્તાર મુંબઈ પ્રાંતને અડીને આવેલો હતો. હૈદરાબાદ ભારતમાં ન જોડાય તે માટે નિઝામ પર દબાણ લાવવા અને હિન્દુઓને ડરાવવા રઝાકારો નામના સશસ્ત્ર મુસ્લિમ તોફાનીઓની એક ટોળી ઊભી થયેલી. રાજ્યમાં મુસ્લિમોની વસ્તી તો દસ ટકા જ હતી. પણ રાજકર્તા નિઝામ મુસ્લિમ હોવાથી રઝાકારો પોતાનું જ શાસન હોય તેમ વર્તતા હતા. તેઓ હિન્દુઓ પર અત્યાચાર ગુજારતા હતા.

રઝાકારો ઘણી વાર મુંબઈ પ્રાંતની સરહદમાં આવી હિંસા અને લૂંટફાટ કરી હૈદરાબાદની હદમાં ભાગી જતા હતા. મુંબઈ સરકાર માટે આથી મૂંઝવણની સ્થિતિ સર્જાઈ. મોરારજીભાઇએ કેન્દ્રની સરકારના ગૃહપ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલને લખ્યું કે આ પરિસ્થિતિમાં ભારતીય લશ્કરે કંઇક પગલાં લેવાં જોઇએ.

સરદારે સંરક્ષણપ્રધાન સાથે વાત કરી પણ રઝાકારો સામે લશ્કર દ્વારા પગલાં લેવાં એ એમને રાજકીય દષ્ટિએ સલાહભરેલું ન લાગ્યું. મોરારજીભાઇએ સરદારને કહ્યું કે મારી પોલીસ એ લોકોની પાછળ પડી એમની હદમાં જઇને પણ એમને પાઠ ભણાવશે. એમાં કોઈ કાનૂની મુશ્કેલી ઊભી થાય તો એની જવાબદારી હું મારે માથે લઈ લઇશ. સરદાર સંમત થયા અને મોરારજીભાઇએ લશ્કરને સંડોવ્યા વિના ફક્ત પોલીસનો અને હોમગાર્ડ્ઝનો ઉપયોગ કરીને રઝાકારોની ઘૂસણખોરી અટકાવી દીધી.

હૈદરાબાદ રાજ્યને દરિયાકાંઠો નહોતો એટલે અંગ્રેજોના વખતથી એવી વ્યવસ્થા ચાલતી આવેલી કે એ રાજ્યનો માલ મુંબઈ બંદરે ઊતરે. આ રીતે ઊતરેલા માલમાં શસ્ત્રો, દારૂગોળો અને અન્ય લશ્કરી સરંજામ પણ હોય. ભારત સરકાર એ એટકાવે તેમાં કંઇક કાનૂની ગૂંચ ઊભી થાય તો? આમાં પણ મોરારજીભાઈ સરદારની મુશ્કેલી દૂર કરવા તત્પર થયા. એમણે કહ્યું એ માલ હું મુંબઈમાં અટકાવીશ. કંઈ ભાંજગડ ઊભી થાય તો જવાબદારી મારી ઉપર ઢોળી દેજો. ફક્ત આ પગલાં લેતાં અમને રોકશો નહિ.

પાછળથી હૈદરાબાદ રાજ્ય સામે લશ્કર વડે પોલીસ પગલું વિચારાયું ત્યારે એક સમસ્યા ખડી થઈ. મુંબઈની છાવણીમાંથી લશ્કર લઈ જવાનું સૂચવાયું. પણ તે વખતની કપરી પરિસ્થિતિમાં લશ્કરના વડાને મુંબઈથી લશ્કર ખસેડવામાં જોખમ દેખાતું હતું. મોરારજીભાઈએ બિલકુલ હિચકિચાટ વગર કહ્યું : ''ખુશીથી મુંબઈનું લશ્કર હૈદરાબાદ લઈ જાઓ. હું પોલીસથી ચલાવી લઈશ.''

## બાપુ સાથે છેલ્લી મુલાકાત

મોરારજીભાઈને ગાંધીજી સાથે વિચારવિનિમયનો સારો સંબંધ હતો. ગાંધીજીના સિદ્ધાંતો એમને ગમી ગયેલા. ક્યારેક એમની વચ્ચે મતભેદ પણ થતો. પણ બન્ને સ્પષ્ટવક્તા હોવાથી પોતાનો મત જણાવતાં અચકાતા નહિ.

દેશ સ્વતંત્ર થયા પછી બે મહિને મોરારજીભાઈ દિલ્હી ગયેલા ત્યારે ગાંધીજીને મળવા ગયા. નવેમ્બર 1947માં થયેલી એ મુલાકાત બાપુ સાથેની એમની છેલ્લી મુલાકાત હતી. મળ્યા કે તરત ગાંધીજી બોલી ઊઠ્યા : ''મોરારજી, આપણે હવે બધું છોડીને નિવૃત્ત થઈ જવું જોઈએ.'' સદૈવ પ્રવૃત્તિશીલ રહેલા ગાંધીજી નિવૃત્તિની વાત કરે એ આઘાતજનક હતું. બાપુની એવી વાત સાંભળી મોરારજીભાઈએ કહ્યું:

''મને તો નિવૃત્ત થતાં જરા પણ વાર નહિ લાગે. એક મિનિટમાં રાજીનામું આપીને હું છૂટો થઈ જઈશ. પણ આપે લોકસંગ્રહ માટે સતત કર્તવ્યપરાયણ રહેવું જોઈએ. નિવૃત્ત થવાથી લોકસંગ્રહનું કામ કેવી રીતે થઈ શકશે?''

''આપણું કોઈ સાંભળે નહીં તો પછી આપણે કોઈની ઉપર પડીને બોજારૂપ શા માટે થવું જોઈએ? એટલે આપણે નિવૃત્ત થઈ જવું સારું.''

મોરારજીભાઈએ કહ્યું : ''દિલ્હીમાં કોઈ આપનું ન સાંભળે એથી મને આશ્ચર્ય નહીં થાય. પણ દિલ્હી એ હિંદુસ્તાન નથી. દેશમાં આજે પણ બીજા કોઈ કરતાં આપના પર જ જનતાને વધુ વિશ્વાસ છે એમ હું માનું છું. અમે મુંબઈમાં જે કાંઈ કરી શકીએ છીએ તે આપને રસ્તે ચાલવાની મહેનતને લીધે જ કરી શકીએ છીએ. અમે આપને માર્ગે ચાલવાનો પ્રયત્ન કરીએ છીએ તે માટે જ લોકો અમારી દોરવણી સ્વીકારે છે.''

નિવૃત્તિની ગાંધીજીની વાત સાવ પોલી નહોતી. એક-બે સાથીઓના કહેવા પ્રમાણે બાપુએ આગલી રાત્રે લગભગ નક્કી કરી નાખ્યું હતું કે નિવૃત્ત થઈને દેવપ્રયાગ જવું. એટલે જ એમણે મોરારજીભાઈને મળતાં વેંત નિવૃત્તિની વાત કરી હતી. પણ પછી મોરારજીભાઈ સાથેની વાતને પરિણામે કે બીજા કોઈ કારણે એમણે નિવૃત્તિનો વિચાર છોડી દીધો.

# મુંબઈના મુખ્યપ્રધાન

સ્વતંત્ર ભારતના નવા ઘડાયેલા બંધારણ નીચે પહેલી ચૂંટણી 1952માં થવાની હતી. બાળાસાહેબ ખેર આ વખતે ચૂંટણીમાં ઊભા રહેવાના નહોતા. એટલે પ્રધાનમંડળમાં એમની પછીનું સ્થાન ધરાવતા મોરારજીભાઈ મુંબઇના મુખ્યપ્રધાન બનશે એમ સૌ માનતા હતા. વહીવટી કૌશલ અને અનુભવની દૃષ્ટિએ પણ એ પદ માટે તેઓ જ લાયક મનાતા હતા. પણ મોરારજીભાઈ એ પદ સ્વીકારવા ઇચ્છતા ન હતા. આવતાં વર્ષોમાં મુંબઈ રાજ્યના વિભાજનનો પ્રશ્ન આવશે એમ એમને જણાતું હતું. એ વિભાજનના વિરોધી હતા. એમને જેવું હતું તેવું ત્રિભાષી મુંબઈ રાજ્ય દેશની એક્તા માટે વધારે લાભદાયક લાગતું હતું. આવા વિચારને લીધે એમને સાથીઓ સાથે અથડામણમાં આવવું પડે. એ કરતાં ચૂંટણીમાં ઊભા જ ન રહેવું એવો એમનો વિચાર હતો. પણ બીજી બાજુ એમ પણ લાગતું હતું કે પોતે જનસેવા કૉંગ્રેસ મારફત કરવાનું નક્કી કરેલું છે એટલે કૉંગ્રેસ અને સાથીઓ જે જવાબદારી સોંપે તેમાંથી ભાગી શકાય નહિ.

મોરારજીભાઈ વલસાડમાંથી ચૂંટણીમાં ઊભા રહ્યા પણ સમાજવાદી પક્ષના ઉમેદવાર ડૉ. અમૂલ દેસાઈ સામે 219 મતે હારી ગયા. મતની ફરી ગણતરી કરવામાં આવી. ભૂલો નીકળતી ગઈ. તફાવત ઘટતો ગયો. જ્યારે 19 મતનો જ તફાવત રહ્યો ત્યારે એવો સંભવ જણાવા લાગ્યો કે બાકીની પેટીઓની ગણતરી પછી મોરારજીભાઈ જીતી જાય. પણ આ તબક્કે કેટલાક લોકોએ એમને સલાહ આપી કે આ ફેરગણતરી અટકાવી દો, કારણ કે તમે ગૃહપ્રધાન હોવાથી તેનો ગેરલાભ લો છો એવી વાત લોકો કરે છે. મોરારજીભાઇને પણ લાગ્યું કે આમાં પોતાની અને કૉંગ્રેસની ખોટી રીતે બદનામી થશે. એમણે ફેરગણતરી અટકાવી દીધી અને તેઓ 19 મતે હાર્યા.

ચૂંટણીમાં પરાજિત થયા પછી મોરારજીભાઈ તરત રાજીનામું આપવાના હતા, પણ બાળાસાહેબ ખેરે એમને અટકાવ્યા અને કહ્યું કે તમારે ફરી પેટા ચૂંટણીમાં ઊભા રહેવાનું છે અને મુંબઈ રાજ્યના મુખ્યપ્રધાન તરીકેની જવાબદારી ઉઠાવવાની છે. મોરારજીભાઇએ ના પાડી ત્યારે બાળાસાહેબે કહ્યું કે મુખ્ય પ્રધાન તરીકે સૌને

સ્વીકાર્ય હોય એવા એક તમે જ છો. એવો બીજો માણસ મેળવવાનું મુશ્કેલ છે. મોરારજીભાઇએ કહ્યું કે "મને આ વાત બહુ ગળે ઊતરતી નથી. ચૂંટણીમાં મારી હાર થઈ એનો અર્થ એ કે મારે એમાં ન રહેવું એવી જ ઇશ્વરની ઇચ્છા છે." પણ મુખ્ય પ્રધાન બાળાસાહેબ ખેર, વડાપ્રધાન અને કૉંગ્રેસના પ્રમુખ જવાહરલાલ નેહરુ, કૉંગ્રેસ કારોબારીના સભ્યો અને મુંબઈ રાજ્યની ચારેય પ્રદેશ કૉંગ્રેસ સમિતિઓએ એમને મુખ્યપ્રધાનની જવાબદારી લેવાનો આગ્રહ કર્યો. મોરારજીભાઇએ ગાંધીવિચારના નિષ્ણાત ગણાતા કિશોરલાલ મશરૂવાળાને આ વિષે પૂછ્યું તો તેમણે પણ કહ્યું કે બાળાસાહેબ કહે તેમ કરવાનો તમારો ધર્મ છે. આથી મોરારજીભાઈ પેટા-ચૂંટણીમાં ઊભા રહેવા સંમત થયા.

પણ પેટા ચૂંટણી થતાં જે સમય લાગે તે દરમિયાન મુખ્યપ્રધાનની જવાબદારીનું શું? તે વખતે ઉપલી ધારાસભા (વિધાન પરિષદ)માં અમદાવાદની લોકલ બોર્ડની જગ્યા ખાલી હતી. મોરારજીભાઈ એ જગ્યા પરથી ચૂંટાય તે પછી એ ધારાસભાના કૉંગ્રેસ પક્ષના નેતા તરીકે સર્વાનુમતે ચૂંટાયા અને મુંબઈ રાજ્યના મુખ્યપ્રધાન બન્યા. ત્રણેક મહિના પછી તેઓ અમદાવાદના મજૂર વિસ્તારની એક ખાલી પડેલી બેઠક પરથી પેટા-પૂંટણીમાં ચૂંટાઈ આવ્યા.

મોરારજીભાઈએ મુખ્ય પ્રધાનની જવાબદારીની સાથે ગૃહખાતાની જવાબદારી પણ લીધી. એમના પ્રિય વિષયો તો ખેતી અને શિક્ષણ હતા. પણ મુંબઇનાં પ્રધાનમંડળોમાં બારેક વર્ષની કામગીરીમાં આ ખાતાં એમને મળ્યાં જ નહિ. 1937-39માં મહેસૂલનું ખાતું મળ્યું. એ વખતે એ ખાતા સાથે ખેતીનું ખાતું પણ રાખવામાં આવ્યું હતું પણ નાણાપ્રધાન એ. બી. લઠ્ઠેને ઓછું કામ રહેતું હોવાથી ખેતીનું ખાતું એમને આપ્યું. 1946થી દસ વર્ષ સુધી મોરારજીભાઇને માથે ગૃહખાતાની જવાબદારી રહી.

મોરારજીભાઈ મુખ્યપ્રધાન હતા તે દરમિયાન શિક્ષણના માધ્યમનો પ્રશ્ન ઘણો ચર્ચાયો. મોરારજીભાઇનું મંતવ્ય એવું હતું કે આપણા દેશમાં બુદ્ધિની ખોટ નથી, તેમ છતાં દેશમાં વિવિધ ક્ષેત્રે જેટલા નિષ્ણાતો થવા જોઇએ એટલા થયા નથી. એમને લાગતું હતું કે આનું કારણ વિદેશી ભાષામાં શિક્ષણ અપાય છે તે જ છે. એમના મત મુજબ દેશમાં પહેલેથી છેલ્લે સુધી માતૃભાષામાં જ શિક્ષણ અપાવું જોઇએ.

મુંબઈ રાજ્યમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માતૃભાષામાં જ આપવું જોઇએ એવી નીતિ અપનાવવામાં આવી. પણ કૉલેજની અને યુનિવર્સિટીની કક્ષાએ માધ્યમના પ્રશ્ને મતભેદ પડ્યો. મોરારજીભાઈ માનતા હતા કે ઉચ્ચ શિક્ષણ માટે

માતૃભાષા અને હિન્દી બન્ને માધ્યમ રાખવાં જોઇએ. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના થઈ ત્યારે ઉચ્ચ શિક્ષણ માટે ગુજરાતી અને હિન્દી બન્ને માધ્યમ રાખવામાં આવ્યાં. પણ ગુજરાતના કેટલાક સાથીઓનો એવો આગ્રહ હતો કે ઉચ્ચ કક્ષાએ પણ માત્ર ગુજરાતી જ માધ્યમ હોવું જોઇએ. એક ત્રીજો મત એવો પણ હતો કે ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ગુજરાતી નહિ પણ હિન્દી અથવા અંગ્રેજી હોવું જોઇએ. એથી ગુજરાતીની હિમાયત કરનારાઓને લાગ્યું કે આમાં તો અંગ્રેજી કાયમ રહેશે અને હિન્દી પણ ગુજરાતીને હાનિ પહોંચાડશે. એટલે તેઓએ યુનિવર્સિટીમાં ઠરાવ મૂક્યો કે ઉચ્ચ શિક્ષણની કક્ષાયે પણ ફક્ત ગુજરાતી માધ્યમ જ રાખવું. આ કરાવ બહુમતીથી પસાર થયો તે પછી મોરારજીભાઇએ ગુજરાતી સાથે હિન્દીનો વિકલ્પ રાખવાનો આગ્રહ છોડી દીધો.

આ અરસામાં મુંબઇનું અંગ્રેજી વર્તમાનપત્ર 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' મુંબઈ સરકારનું અને વિશેષ તો મુખ્યપ્રધાન મોરારજી દેસાઇનું જબ્બર ટીકાકાર હતું. ટીકા કરવી એ અખબારનો અધિકાર છે અને ધર્મ છે એ મોરારજીભાઈ સ્વીકારતા હતા. પણ આ છાપું અવિવેકી ભાષા વાપરી અંગત આક્ષેપો કરતું હતું. આથી મુંબઈ સરકારે તેને સરકારી જાહેરખબરો આપવાનું બંધ કર્યું. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના તંત્રીએ વડાપ્રધાન નેહરુને મળીને મોરારજીભાઈ સામે ફરિયાદ કરી. જવાહરલાલે તો મોરારજીભાઇને પત્ર લખી તેમના વલણને ટેકો આપ્યો. એ રીતે તંત્રીના હાથ હેઠા પડ્યા. પાછળથી એ વર્તમાનપત્રે એની રીત બદલી ત્યારે તેને સરકારી જાહેરખબર આપવાનું ફરી શરૂ કરવામાં આવ્યું.

આ બનાવ બન્યા પછી થોડા વખતામાં 'ટાઇમ્સ'ની માલિકી બદલાઈ. નવા માલિકોએ મોરારજીભાઇને કહ્યું કે તમારી ઇચ્છા હોય તો તંત્રી બદલી નાખીએ. આ સૂચન મોરારજીભાઇને ગેરવાજબી લાગ્યું. એમણે કહ્યું કે તમારાથી મને એવું પુછાય નહિ અને મારાથી તંત્રી બદલવાનું કહેવાય નહિ. હું અખબારી સ્વાતંત્ર્યમાં માનું છું.

ભારત સ્વતંત્ર થયા પછી પણ ગોવા, દમણ, દીવ, દાદરા અને નગરહવેલી એટલા પ્રદેશો પોર્ટુગિઝોની હકૂમત નીચે હતા. ગોવા, દમણ અને દીવ દરિયાકાંઠે આવેલા વિસ્તારો હોવાથી પોર્ટુગલની સરકાર ત્યાં લશ્કર મોકલી શકતી હતી. એ પ્રદેશોને આઝાદ કરાવવા માટે રામમનોહર લોહિયા અને અન્ય સમાજવાદી નેતાઓએ સત્યાગ્રહ કર્યો તે સફળ ન થયો. આખરે છેક 1961માં ભારત સરકારે લશ્કર મોકલી એ પ્રદેશો કબજે કર્યા હતા.

દાદરા-નગરહવેલીની પરિસ્થિતિ જુદી હતી. એ વિસ્તારો દરિયાકાંઠે નહોતા.

બધી બાજુથી મુંબઈ રાજ્યના વિસ્તારથી વીંટળાયેલા હતા. પોર્ટુગિઝો ત્યાં લશ્કર મોકલવા ઇચ્છે તો મુંબઈ રાજ્યના વિસ્તારમાં થઇને જ મોકલવું પડે. આ સ્થિતિમાં લાભ લઇને કેટલાક ગોવાવાસી આગેવાનોએ દાદરા-નગરહવેલીને મુક્ત કરાવવા લડત ચલાવવાનો વિચાર કર્યો. તેઓએ મોરારજીભાઇને મળીને તેમની સલાહ અને મદદ માગી. મોરારજીભાઇને તેમને કહ્યું : "તમે બધા એ પ્રદેશોની અંદર પહોંચી જઇને એમનો કબજો લઈ લેવા ઇચ્છો તો લઈ શકો. પોર્ટુગિઝ સત્તાવાળાઓ ગોવાથી ત્યાં માણસો મોકલી શકશે નહિ. આપણા પ્રદેશમાં થઇને એમને નહિ જવા દેવામાં આવે. એની જવાબદારી મારી."

મોરારજીભાઈએ દાદરા-નગરહવેલીની ચોપાસ મુંબઈ રાજ્યની રિઝર્વ પોલીસના માણસો ગોઠવી દીધા. આ માણસો લશ્કરના માણસો જેવા જ દેખાતા હતા. આ પછી સત્યાગ્રહીઓ દાદરા-નગરહવેલીની હદમાં દાખલ થયા. પોર્ટુગિઝ હકૂમતના માણસો રિઝર્વ પોલીસને ભારતીય લશ્કર સમજીને જંગલમાં ભાગી ગયા અને સત્યાગ્રહીઓએ દાદરા-નગરહવેલીનો કબજો લીધો. પાછળથી પોર્ટુગિઝ સરકારે દાદરા-નગરહવેલીમાં લશ્કર મોકલવા ધાર્યું. લશ્કરને મુંબઈ રાજ્યની હદમાંથી પસાર થવા દેવાની પરવાનગી માગી. ભારત સરકારે પરવાનગી આપવાની ના પાડી. પોર્ટુગિઝ સરકારે વિશ્વ અદાલતમાં ફરિયાદ કરી પણ અદાલતે એ કાઢી નાખી.

## રાજ્ય પુનર્ઘટના પંચ

મુખ્યપ્રધાનપદનાં ચાર વર્ષ મોરારજીભાઇના રાજકીય જીવનનાં ઉત્તમ વર્ષો બનવા જોઇતાં હતાં. પણ એમાં ઘણાં વિઘ્ન આવ્યાં. સૌથી મોટું વિઘ્ન ભાષાને ધોરણે રાજ્યોની પુનર્રચના કરવાની માગણીએ સર્જ્યુ. મોરારજીભાઈ ભાષાને ધોરણે રાજ્યોની પુનર્ઘટનાના વિરોધી હતા. પુનર્ઘટના પંચની નિમણૂક સામે એમનો વિરોધ હતો. એમને લાગતું હતું કે દસેક વર્ષ સુધી આ પગલું ન લેવું જોઇએ. પણ દેશમાં એની જોરદાર માગણી થતી હતી તેથી ભારત સરકારને રાજ્ય પુનર્રચના પંચ નીમવુ પડ્યું.

મહારાષ્ટ્રના લોકોની એવી માગણી હતી કે મુંબઈ રાજ્યના મરાઠીભાષી વિસ્તારોને જુદા પાડવા અને મધ્ય પ્રદેશના તથા હૈદરાબાદ રાજ્યના મરાઠીભાષી વિસ્તારોને એમાં જોડી દઈ સંયુક્ત મહારાષ્ટ્રની રચના કરવી. મુંબઈ શહેર પણ મહારાષ્ટ્રમાં રહેવું જોઇએ એવો એમનો આગ્રહ હતો.

રાજ્ય પુનર્રચના પંચે 1955ના સપ્ટેમ્બરમાં તેનો અહેવાલ કેન્દ્રીય સરકારને

સુપરત કર્યો. સરકારે તે ઑક્ટોબરમાં પ્રગટ કર્યો.

પહેલી ભૂલ એ થઈ કે વડાપ્રધાન જવાહરલાલ નેહરુએ આ અહેવાલ પ્રત્યેનો અસંતોષ જાહેર રીતે દર્શાવ્યો. જો એમણે પંચનો અહેવાલ જેવો હતો તેવો સ્વીકારી લીધો હોત તો કદાચ સૌએ પંચના અહેવાલને બંધનકર્તા ગણીને માથે ચડાવ્યો હોત. પણ નેહરુના અસંતોષને પગલે અન્યત્ર પણ વિરોધના સૂરો ઊઠ્યા. નેહરુનો અસંતોષ પંચે મધ્ય પ્રદેશની જે જાતની રચના સૂચવી હતી તેની સામે હતો. પણ તેનાથી સંયુક્ત મહારાષ્ટ્રના હિમાયતીઓને વિરોધની પ્રેરણા મળી.

પંચે સંયુક્ત મહારાષ્ટ્રની માગણી સ્વીકારી નહોતી. મુંબઈ રાજ્ય ચાલુ રાખ્યું હતું અને વિદર્ભને જુદું રાજ્ય બનાવવાની ભલામણ કરી હતી. આની સામે મહારાષ્ટ્રમાં સંયુક્ત મહારાષ્ટ્રની જોરદાર ચળવળ શરૂ થઈ. તોફાનો પણ થયાં. તેના પ્રત્યાઘાત રૂપે ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિએ ગુજરાત, મહારાષ્ટ્ર અને મુંબઈ એવા ત્રણ વિભાગો માગતો ઠરાવ કર્યો. ગુજરાત અને મહારાષ્ટ્રનાં અલગ રાજ્યો રચાય અને મુંબઈ શહેર કેન્દ્રશાસિત વિસ્તાર બને એવી માગણી ઠરાવમાં થઈ હતી. તે પછી કૉંગ્રેસની કારોબારીએ પણ આ ત્રણ ઘટકો રચવાનો ઠરાવ કર્યો. કારોબારીના આવા ઠરાવે મહારાષ્ટ્રમાં ઉગ્ર વિરોધ પેદા કર્યો. મુંબઈમાં વધુ તોફાનો થયાં. ચોપાટી પર કૉંગ્રેસે યોજેલી સભામાં પથ્થરમારો થયો. મોરારજીભાઇને એક પથ્થર વાગવાથી સાધારણ ઈજા થઈ.

1956ના જાન્યુઆરીમાં કેન્દ્ર સરકારે રાજ્યોની પુનર્ઘટના વિષે પોતાનો નિર્ણય બહાર પાડ્યો. તેમાં ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ અને કૉંગ્રેસની કારોબારીના ઠરાવો મુજબની જ વ્યવસ્થા સ્વીકારવામાં આવી હતી. ગુજરાત, મહારાષ્ટ્ર અને કેન્દ્રશાસિત મુંબઈ એમ ત્રણ ઘટકો રચવાની જાહેરાત હતી.

## મહારાષ્ટ્રમાં તોફાનો

મુંબઈને અલગ કરવાની જાહેરાત સામે મહારાષ્ટ્રમાં પ્રબળ રોષ સળગી ઊઠ્યો. મુંબઈમાં ઠેર ઠેર તોફાનો થયાં. ગુજરાતીઓ ઉપર હુમલા થયા. ગુજરાતી સ્ત્રીપુરુષોને હેરાન કરવામાં આવ્યાં. ગુજરાતીઓની દુકાનો લૂંટાઈ. તોફાનીઓ સામે પગલાં લેવામાં પોલીસને ગોળીબાર પણ કરવો પડ્યો. તેમાં લગભગ 80 જેટલાં માણસોનાં મૃત્યુ થયાં. મોરારજીભાઇને એનું ભારે દુઃખ હતું. પરંતુ મુંબઈ શહેરની સલામતી અને શાંતિ ખાતર એ પગલું અનિવાર્ય હતું. મરાઠી વર્તમાનપત્રોએ મોરારજીભાઇને એ માટે ઘણી હલકી ગાળો દઈ બદનામ કર્યા અને મરાઠી લોકોમાં એ ઘણા અળખામણા બન્યા. તોફાનો વખતે વડાપ્રધાન નેહરુએ મોરારજીભાઇને ટેલિફોન

ઉપર એમ કહ્યું કે જરૂર પડે તો લશ્કર અને ટેન્કો મંગાવતાં પણ અચકાશો નહિ. પણ મોરારજીભાઇએ પોલીસથી જ કામ ચલાવ્યું અને તોફાનો અટકાવ્યાં.

ત્રણ ઘટકની યોજના કેન્દ્ર સરકારે સ્વીકારી તેથી ગુજરાત પ્રસન્ન હતું. આ યોજનાનો યશ ગુજરાતના લોકોએ મોરારજીભાઇને આપ્યો હતો. મે મહિનામાં એ અમદાવાદ ગયા ત્યારે લોકોએ એમની ઉપર ફૂલોનો વરસાદ વરસાવ્યો. પણ મોરારજીભાઇ એથી ફુલાયા નહિ. લોકમતના પારાની ચડઊતર એ સમજતા હતા. મોટરમાં પોતાની સાથે બેઠેલા સાથીઓને એમણે કહ્યું કે આજે ફૂલ વરસાવતા લોકો આવતી કાલે પથ્થર વરસાવે તોય નવાઈ નહિ.

## બૃહદ દ્વિભાષી રાજ્ય

સરકારે પોતાના જાહેર કરેલા નિર્ણય અનુસાર ઘડેલો ખરડો લોકસભામાં રજૂ કર્યો. જૂન મહિનામાં ખરડા ઉપર ચર્ચા ચાલતી હતી ત્યારે મુંબઈ રાજ્યની સમસ્યાનો એક જુદો જ ઉકેલ કેટલાક આગેવાનોએ વિચાર્યો. તેમાં એક વિશાળ મુંબઈ રાજ્ય રચવાનું હતું. એ રાજ્યમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ તથા મહારાષ્ટ્ર, વિદર્ભ, હૈદરાબાદના મરાઠીભાષી વિસ્તારો (મરાઠવાડા) અને મુંબઈ શહેરનો સમાવેશ કરવાનો હતો. એ રીતે આ મોટા રાજ્યમાં બધા ગુજરાતી વિસ્તારો અને તમામ મરાઠી વિસ્તારોનો સમાવેશ થઈ જતો હતો અને મુંબઈ શહેરનો ઝઘડો ટાળી શકાતો હતો.

મોરારજીભાઇએ કચવાતે મને યોજનાને સંમતિ આપી. એમની પોતાની પસંદગી તો વિશાળ મુંબઈ રાજ્ય માટે જ હતી. પણ મહારાષ્ટ્રમાં એ સામે વિરોધ હતો અને ગુજરાતમાં પણ ઘણાનો મત રાજ્યનું વિભાજન કરવાનો હતો તેથી એમણે ત્રણ ઘટકોની યોજનાને સંમતિ આપી હતી. આ નવી પરિસ્થિતિમાં વિશાળ મુંબઈ રાજ્યની યોજનાને એશી રીતે ટેકો આપે? પણ જવાહરલાલ ઘણા વ્યથિત હતા તે જોઇને એમણે સંમતિ આપી. પણ એમણે એમને આગ્રહ કરનાર નેતાઓને કહ્યું હતું કે હવે આ વિશાળ મુંબઈ રાજ્યનું વિભાજન નહિ થાય એની તમારે બધાએ બાંયધરી આપવી જોઇએ, બધાએ મૌખિક ખાતરી આપી હતી.

યોજનાને સંમતિ આપ્યા પછી મોરારજીભાઇએ ગુજરાત કૉંગ્રેસના સભ્યોને એ યોજના સ્વીકારવા સમજાવ્યા. બીજા કેટલાક નેતાઓએ મહારાષ્ટ્ર કૉંગ્રેસના સભ્યોને સમજાવ્યા. બન્ને પ્રદેશના સભ્યોએ નામરજી છતાં પરિસ્થિતિ જોઇને પરાણે દરખાસ્ત સ્વીકારી. કૉંગ્રેસ કારોબારીએ એ વિષે ઠરાવ કર્યો અને સંસદમાં પણ એ યોજનાનો ખરડો પસાર કરવામાં આવ્યો.

## ગુજરાતનાં તોફાનો સામે ઉપવાસ

ગુજરાત કૉંગ્રેસ, કૉંગ્રેસ કારોબારી અને કેન્દ્ર સરકારે મંજૂર કરેલી ત્રણ ઘટકની યોજના ફરી ગઈ અને વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્ય રચવાનો નિર્ણય થયો એટલે હવે ગુજરાતમાં તોફાનો શરૂ થયાં. ઇન્દુલાલ યાજ્ઞિકની આગેવાની નીચે રચાયેલી મહાગુજરાત સમિતિએ અલગ ગુજરાતની રચના માટે ચળવળ શરૂ કરી હતી. તેના નેજા નીચે વિદ્યાર્થીઓએ કૉંગ્રેસ હાઉસ ઉપર હલ્લો કરી ભાંગફોડ આદરી. તે અટકાવવા પોલીસે ગોળીબાર કર્યો તેમાં પાંચ વિદ્યાર્થીઓના જાન ગયા. મુખ્ય પ્રધાન મોરારજીભાઈ અમદાવાદ ગયા.

અમદાવાદમાં મોરારજીભાઇએ જાહેર સભા રાખી. મહાગુજરાત સમિતિએ એ સભામાં કોઇએ ન જવું એવો આદેશ બહાર પાડ્યો અને જનતા કરફયુ જાહેર કર્યો. લોકો ઘરમાં ભરાઈ રહ્યા. સભા થઈ શકી નહિ. મોરારજીભાઇને લાગ્યું કે લોકોને સભામાં આવતાં બળજબરીથી અને હિંસાથી અટકાવવામાં આવે છે. એ એમ માનતા હતા કે મહાગુજરાત માટે ચળબળ ચલાવવી એ કોઇનો પણ લોકશાહી અધિકાર છે, પણ લોકોને સભામાં જતાં બળજબરીથી રોકવા એ એમના લોકશાહી અધિકાર પર આક્રમણ છે. એમણે એ સ્થિતિ સામે એમના ભાઈ અંબેલાલને ઘેર ઉપવાસ શરૂ કર્યા. ઉપવાસનો હેતુ લોકો પોતાની ઇચ્છા મુજબ સભામાં આવી શકે એવી સ્થિતિ નિર્માણ કરવાનો હતો.

ઉપવાસ આઠ દિવસ ચાલ્યા. કૉંગ્રેસના પ્રમુખ ઢેબરભાઈ (ઉછરંમરાય ઢેબર) એ ચળવળના આગેવાનોને અને શહેરના પ્રતિષ્ઠિત અગ્રણીઓને સમજાવ્યા. આઠમે દિવસે સભા રાખી. પાંચ-સાત હજાર માણસો હિંમત કરીને આવ્યા. મહાગુજરાત સમિતિએ તે જ સમયે અન્ય સ્થળે સમાંતર સભા રાખી હતી તેમાં ઘણી મોટી સંખ્યાની હાજરી હતી. મોરારજીભાઇની સભામાં કેટલાક તોફાનીઓએ સતત પથ્થરમારો કર્યો. સભામાં આવેલા લોકો 45 મિનિટના ભાષણ દરમિયાન પથ્થર ખાતા બેસી રહ્યા. મોરારજીભાઈ પર પડતા પથ્થર થોડાક સ્વયંસેવકો ઝીલી લેતા હતા. પોલીસને મોરારજીભાઇએ સ્પષ્ટ સૂચના આપી રાખી હતી કે તોફાનીઓ સામે કશાં પગલાં લેવાં નહિ. સભા થઈ શકી એટલે મોરારજીભાઇએ સાથી કાર્યકર્તાઓ અને પ્રતિષ્ઠિત આગેવાનોની ઉપવાસ છોડવાની વાત સ્વીકારી. પરંતુ એમાં કંઇક ઉતાવળ થઈ છે એવું એમને હંમેશાં લાગ્યા કર્યું.

આ ઉપવાસની આવશ્યકતા શી હતી? એ વિષે મોરારજીભાઇનું કહેવાનું એમ હતું કે જો એમણે ઉપવાસ ન કર્યા હોત તો ગુજરાતભરમાં ઠેરઠેર તોફાનો થાત, કારણ કે મહાગુજરાત અંગેની લાગણી જનતામાં વધારે જોર પકડતી જતી

હતી. ઘણી જગ્યાએ તોફાનો થયાં હોત તો ભયંકર જાનહાનિ થઈ હોત અને પોલીસને ગોળીબારનો આશરો લેવો પડ્યો હોત. એથી ગુજરાતમાં 300થી 400 માણસો માર્યા ગયા હોત અને શાંતિ પણ સ્થપાઈ ન હોત.

વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્યના મુખ્યપ્રધાન તરીકે મોરારજીભાઈ રહેવા ઇચ્છતા ન હતા. એમણે વડાપ્રધાન નેહરુ અને પંડિત ગોવિંદવલ્લભ પંતનો આગ્રહ હોવા છતાં એ પદે રહેવાની ના પાડી. એમણે કહ્યું કે બૃહદ્ દ્વિભાષી મુંબઈ રાજ્યના મુખ્યપ્રધાન મહારાષ્ટ્રના જ હોવા જોઇએ. એથી એમની જગ્યાએ યશવંતરાવ ચવ્હાણ મુખ્યપ્રધાન બન્યા.

# કેન્દ્રના પ્રધાનમંડળમાં

મોરારજીભાઈએ પોતાના મનમાં નક્કી કરી લીધું હતું કે વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્ય રચાય ત્યારે મુખ્યપ્રધાનપદ છોડીને સંગઠનના કે રચનાત્મક કામમા લાગા જવું. પણ વડા પ્રધાન નેહરુ એમને ઘણા વખતથી કેન્દ્રના પ્રધાનમંડળમાં જોડાવાના આગ્રહ કરતા હતા. હવે એમણે મોરારજીભાઈને દિલ્હી બોલાવી લીધા અને વપાર ઉદ્યોગનું ખાતું સોંપ્યું. પ્રધાનોમાં એમને જવાહરલાલ નેહરુ, મૌલાના અબુલ કલામ આઝાદ અને પંડિત ગોવિંદવલ્લભ પંત પછી ચોથો ક્રમ આપવામાં આવ્યો.

1957ની ચૂંટણી પછી મોરારજી દેસાઈ વેપાર-ઉદ્યોગ ખાતાના પ્રધાનપદે ચાલુ રહ્યા. પણ 1958ના ફેબ્રુઆરીમાં મુંદડા પ્રકરણને પરિણામે નાણાંપ્રધાન ટી. ટી. કૃષ્ણમાચારીએ રાજીનામું આપ્યું ત્યારે નાણાંખાતું મોરારજીભાઈને સોંપવામાં આવ્યું.

કેન્દ્રના નાણાંપ્રધાન તરીકે મોરારજી દેસાઈને અનેક દેશોની મુલાકાત લેવી પડી. પ્રારંભ 1958ના ઑગસ્ટમાં બ્રિટનની યાત્રાથી થયો. તેઓ રોગવિરોધી રસી મુકાવવામાં (વૅક્સિનેશનમાં) માનતા નહિ એટલે દરેક દેશના સત્તાવાળાઓ એમને એ વિષેના નિયમમાંથી મુક્તિ આપતા. જે દેશમાં રસી મુકાવવામાંથી છૂટ ન મળે તે દેશની મુલાકાત જતી કરવા એ તૈયાર હતા. પણ બ્રિટન, અમેરિકા, રશિયા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ, જાપાન અને બીજા કેટલાયે દેશોએ એમને રસી મુકાવ્યા સિવાય ત્યાંની મુલાકાતે જવા આમંત્ર્યા હતા.

વિદેશોની મુલાકાત દરમિયાન મોરારજીભાઈ ભારતની વાત સ્પષ્ટતાથી કરવામાં કદી ખચકાતા નહિ. ક્યારેક સામા માણસને ક્ષણભર માઠું લાગી જાય તોપણ આખરે એ નિખાલસતા બન્નેને વધુ નજીક લાવતી.

1959ના અંતભાગમાં મોરારજીભાઈ ન્યૂયૉર્ક ગયા તે વખતે ટી.વી. પર તેમની મુલાકાત યોજાઈ ટી.વી. કંપનીના મોવડીએ કહ્યું કે ''તમારી ઓળખાણમા હુ તમને ભારતના ભાવિ વડાપ્રધાન કહેવાનો છું.''

મોરારજીભાઈ કહે ''એમ નથી કહેવાનું.''

ટી.વી.વાળા કહે ''એ અમારું અખબારી સ્વાંત્ર્ય છે.''

"તો પછી ઇન્ટરવ્યૂ આપવો જ નહિ એ મારું પણ સ્વાતંત્ર્ય ખરું ને?" એટલું કહીને મોરારજીભાઈ તો ઊભા થયા. પેલા ભાઈ સમજી ગયા અને એ વાક્ય કાઢી નાખવા તૈયાર થયા.

## ગુજરાત-મહારાષ્ટ્ર જુદાં પડ્યાં

1959ના ફેબ્રુઆરીમાં ઇન્દિરા ગાંધી કૉંગ્રેસના પ્રમુખપદે આવ્યાં. તેમણે વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્યનું વિભાજન કરવાની વાત ઉપાડી. મોરારજીભાઇનો એ સામે વિરોધ હતો. પણ યશવંતરાવ ચવ્હાણે એમ કહ્યું કે હું ગુજરાત અને મહારાષ્ટ્રને સાથે રાખીને સંભાળી શકીશ એવો વિશ્વાસ મને નથી. એમણે આમ કહ્યું એટલે 1956માં મોરારજીભાઇને આપેલી મૌખિક બાંયધરીને બાજુએ મૂકીને નેહરુ અને બીજા નેતાઓએ દ્વિભાષીનું વિભાજન સ્વીકારી લીધું. વાત એટલે સુધી પહોંચી ત્યારે જ મોરારજીને તેની માહિતી આપવામાં આવી. એટલે એમાં સંમતિ આપ્યા સિવાય એમનો છૂટકો જ નહોતો. ચવ્હાણ એમના વિશ્વાસસપાત્ર અને શિષ્ય જેવા હતા. એમણે ચવ્હાણને પૂછ્યું કે તમે મને આ વાત વહેલી કેમ ન કરી? ચવ્હાણે કહ્યું કે તમે એનો વિરોધ કરશો એવો મને ડર લાગતો હતો. 1960ના મેની પહેલી તારીખથી મહારાષ્ટ્ર અને ગુજરાત અલગ રાજ્યો થયાં.

મોરારજીભાઈ 1956માં કેન્દ્રના પ્રધાનમંડળમાં જોડાયા ત્યારે એમને સંસદીય કૉંગ્રેસ પક્ષમાં ચોથો ક્રમ આપવામાં આવ્યો હતો. 1958માં મૌલાના આઝાદનું અને 1961માં પંડિત પંતનું અવસાન થતાં એમનો ક્રમ નેહરુ પછી બીજો રહ્યો. શિરસ્તા પ્રમાણે બીજા ક્રમે હોય તે પક્ષના ઉપ-નેતા પણ બને. પણ વડા પ્રધાન નેહરુએ પક્ષનું બંધારણ બદલીને એકને બદલે બે ઉપ-નેતા રાખવાનું ઠરાવ્યું—એક લોકસભામાંથી અને એક રાજ્યસભામાંથી. વળી એ જગ્યાઓ પર જુનિયર નેતાઓને મૂક્યા. આની એવી છાપ પડી કે મોરારજી ઉપ-નેતા ન થાય એટલા માટે જ નેહરુએ આ વ્યૂહ ઘડ્યો હતો. ઉપ-નેતા પોતાના પછી નેતા થાય અને વડાપ્રધાન બને એવો સંભવ એ કદાચ ટાળવા માગતા હશે.

1961માં ગોવાને મુક્ત કરાવવા માટે ભારત પાસે બીજો કોઈ રસ્તો રહ્યો નહિ ત્યારે તેણે લશ્કર મોકલી ગોવાનો કબજો લીધો. એ પગલા સામે મોરારજીભાઇનો વિરોધ હતો. એ લશ્કરી પગલાથી નૈતિક્તાના ધોરણ અંગેની ભારતની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ઘટી એવું એમને લાગ્યું હતું. એટલે જ્યારે કૉંગ્રેસ કારોબારીમાં એ પગલાને કૉંગ્રેસની નીતિ સાથે સુસંગત ગણાવતો ઠરાવ રજૂ થયો ત્યારે એમણે એનો વિરોધ કર્યો. પણ બીજા બધાયે સભ્યો ઠરાવની તરફેણમાં હતા એટલે એ પસાર થયો.

મોરારજીભાઈની અંગત માન્યતા એમ હતી કે સંરક્ષણ પ્રધાન વી. કે. કૃષ્ણમેનનને મુંબઈમાંથી ચૂંટણી જીતવા આ પગલું લેવરાવ્યું હતું.

આવી અનેક બાબતોમાં મોરારજી દેસાઈની એક ખાસિયત હતી. પોતાની પક્ષની સમિતિઓમાં કે દેશની સંસદમાં એ પોતાને જે સાચું લાગે તે મુજબ કોઈ પણ દરખાસ્તનું સમર્થન કે તેનો વિરોધ કરે, પ્રણ જ્યારે એક દરખાસ્ત બહુમતીથી પસાર થઈ જાય ત્યારે તેઓ તેને દેશની નીતિ તરીકે સ્વીકારી લે અને નિષ્ઠાથી તેનો અમલ કરે. એટલું જ નહિ, પરદેશ જાય ત્યારે ત્યાં પોતાની તમામ તર્કશક્તિથી એ નીતિનો બચાવ કરે. એ વખતે એ ભારતના સાચા પ્રતિનિધિ તરીકે એ નીતિની જવાબદારી જાણે પોતાની જ હોય એ રીતે વાત કરે. "હું તો એની વિરુદ્ધ હતો બીજાઓ એમ કરવા ઇચ્છતા હતા એટલે મારું કંઈ ચાલ્યું નહિ" એવી જાતની વાત એમના મુખેથી કદી નીકળે નહિ. અમેરિકાની મુલાકાત વખતે પ્રમુખ કેનેડી સાથે ગોવાની બાબત ચર્ચાઈ ત્યારે મોરારજીભાઈએ કેનેડીને સમજાવ્યું કે પ્રજાની પ્રચંડ લાગણી અને માગણીને લીધે સરકારને આ પગલું લીધા વિના છૂટકો નહોતો.

આસામમાંથી નાગપ્રદેશ (નાગાલૅન્ડ)ને જુદો પાડવાનો પ્રસ્તાવ આવ્યો ત્યારે મોરારજીભાઈએ તેનો વિરોધ કર્યો. એ પગલાને પરિણામે બીજાં અનેક વિભાજનોની માગણી થશે અને દેશની એકતા પર જોખમ ઊભું થશે એવો એમને ડર હતો. પણ તે પ્રદેશમાં એવી પરિસ્થિતિ પ્રવર્તતી હતી કે સરકારને નાગપ્રદેશને અલગ એકમ તરીકે આસામથી જુદો પાડ્યા વિના ચાલે નહિ.

## હઠ કરીને પછી પસ્તાયા

**1962ના ઑક્ટોબરમાં ચીને ઉશ્કેરણીનું કોઈ પણ કારણ નહિ માળ્યા છતાં તિબેટમાંથી ભારતના નેફા (અરુણાચલ) વિસ્તાર ઉપર આક્રમણ કર્યું. તે વખતે મોરારજીભાઈએ એવું સૂચન કર્યું કે તિબેટમાં ચીનનાં લશ્કરી થાણાં ઉપર આપણે બૉમ્બમારો કરવો. પણ નેહરુને લાગ્યું કે એવું કરીએ તો ચીન આપણાં શહેરો પર બૉમ્બમારો કરે. તેથી તેમણે એ સૂચન ન સ્વીકાર્યું.**

**દેશમાં દાણચોરીથી સોનાની આયાત થતી હતી તે અટકાવવા માટે દેશની અંદર સોનાના વેચાણ પર નિયંત્રણ મૂકવાની જરૂર ઘણાં વર્ષથી લાગતી હતી. ચીનના આક્રમણથી પ્રસરેલા દેશદાઝના વાતાવરણમાં લોકો સુવર્ણનિયંત્રણને ટેકો આપશે એમ લાગ્યું. એટલે સુવર્ણનિયંત્રણનો કાયદો કરવામાં આવ્યો અને સાથે સાથે ફરજિયાત બચત યોજના પણ જાહેર કરવામાં આવી.**

**સંસદમાં એવો મુદ્દો ઊભો કરવામાં આવ્યો કે ફરજિયાત બચત યોજના**

ગેરબંધારણીય છે. નાણાંપ્રધાન મોરારજીભાઈએ આ બાબતમાં કાનૂની નિષ્ણાતોનો અભિપ્રાય અગાઉથી મેળવેલો જ હતો એટલે એમણે કહ્યું કે એ ગેરબંધારણીય નથી. તેમ છતાં સંસદસભ્યોએ એવી માગણી કરી કે ઍટર્ની-જનરલને આ વિષે ખુલાસો કરવા સભાગૃહમાં બોલાવો. કાનૂની સ્થિતિ એવી હતી કે સરકાર ઇચ્છે તો ઍટર્ની-જનરલને સંસદમાં જરૂર બોલાવી શકે, પણ એવી ફરજ પાડવાનો સંસદને કોઈ અધિકાર નહોતો. ચર્ચાની ગરમીમાં મોરારજીભાઈ એવું બોલી ગયા કે સંસદ સર્વાનુમતે આવી માગણી કરશે તોપણ હું ઍટર્ની જનરલને નહિ બોલાવું. કલ્પી શકાય છે તેમ આ વાક્ય ઉપર એમને માથે બરાબરનાં માછલાં ધોવાયાં. મોરારજી દેસાઈ સરમુખત્યારની ભાષા બોલે છે એવા આક્ષેપો થયા. એમનો આશય ભલે સંસદની સત્તાની કાનૂની મર્યાદા સ્પષ્ટ કરવાનો હોય, પણ એ જે બોલી બેઠા તેનો તો ઊલટો અર્થ થાય એ દેખાતું જ હતું. અંતે સંસદસભ્યોની માગ[illegible]મ નમતું મૂકી ઍટર્ની-જનરલને બોલાવવા પડ્યા. અલબત્ત, તેમણે એવો અભિપ્રાય આપ્યો કે ફરજિયાત બચત યોજના ગેરબંધારણીય નથી. પરંતુ મોરારજીભાઈને પોતાની વાણીનો પસ્તાવો અવશ્ય થયો. એમને થયું કે મારે એવું વિધાન નહોતું કરવું જોઈતું.

### કામરાજ યોજના કે યુક્તિ?

કામરાજ યોજના નામે ઓળખાતી એક વ્યવસ્થાએ દેશના રાજકારણમાં મોટી ઊથલપાથલ સર્જી. 1963ના જૂનમાં તામિલનાડુના મુખ્યપ્રધાન કામરાજે એક યોજના સૂચવી. કેટલાંક રાજ્યોના સત્તા ઉપરના ઉચ્ચ નેતાઓ સત્તાસ્થાન છોડીને કૉંગ્રેસના સંગઠનના કામમાં લાગી જાય. એથી પક્ષનું નબળું પડતું જતું સંગઠન મજબૂત બને. કામરાજ પોતે તામિલનાડુનું મુખ્યપ્રધાનપદ છોડી પ્રદેશ કૉંગ્રેસનું કામ હાથમાં લેવા ઇચ્છતા હતા. એમાંથી કામરાજ યોજનાનો જન્મ થયો હતો.

આ યોજનાને વડા પ્રધાન નેહરુએ કેન્દ્રના કેટલાક પ્રધાનોને પણ લાગુ પાડવાની તક ઝડપી લીધી. એમની ઇચ્છા અનુસાર મોરારજી દેસાઈ અને લાલબહાદુર શાસ્ત્રી કેન્દ્રના પ્રધાનમંડળમાંથી રાજીનામાં આપી છૂટા થઈ ગયા. યોજનાનો હેતુ જોતાં તો હવે મોરારજીભાઈને કૉંગ્રેસના પ્રમુખ બનાવવા જોઈતા હતા. પણ એ સ્થાન કામરાજને આપવામાં આવ્યું. થોડા વખત પછી નેહરુએ લાલબહાદુર શાસ્ત્રીને પ્રધાનમંડળમાં પાછા બોલાવી લીધા. મોરારજીભાઈને પ્રધાનમંડળમાંથી દૂર કર્યા પછી એમને કૉંગ્રેસના સંગઠનનું કંઈ કામ સોંપવામાં આવ્યું નહિ.

મોરારજીભાઇના મનમાં એવી છાપ ઊભી થઈ કે આ નેહરુની ચાલબાજી હતી. એમના એમ લાગ્યું કે નેહરુ એમની પછી મોરારજી વડાપ્રધાન ન બની જાય એવી સ્થિતિ નિર્માણ કરવા માગતા હતા. પક્ષના ઉપ-નેતાપદના પ્રશ્ને અને હવે કામરાજ યોજનાના અમલમાં એમણે મોરારજીને પક્ષ અને સરકારમાં કોઈ પણ મહત્ત્વના પદ ઉપર રહેવા દીધા નહિ. નેહરુની ઇચ્છા પોતાની પછી પોતાના પુત્રી ઇન્દિરા ગાંધી સત્તા પર આવે એવી હતી એમ મોરારજીભાઈ માનતા હતા. મોરારજી જેવા ઉચ્ચ કક્ષાના અને શક્તિશાળી નેતા પક્ષના ઉપપ્રમુખ કે પ્રધાનમંડળમાં બીજા ક્રમના પ્રધાન હોય તો એ જ વડાપ્રધાન બને એવી શક્યતા વધી જાય. પછી ઇન્દિરા ગાંધી માટે ટોચના સત્તાસ્થાને પહોંચવા માટેનો રસ્તો બંધ થઈ જાય. એ રસ્તો ખુલ્લો રાખવા નેહરુ મોરારજીભાઇનું મહત્ત્વ ઘટાડી નાખવા માગતા હતા એવો મોરારજીભાઇનો મત બંધાયો.

આઠેક મહિના પછી નેહરુની તરફથી આવેલા બે-ત્રણ માણસોએ મોરારજીભાઇને કહ્યું કે નેહરુ ઇચ્છે છે કે તમે પ્રધાનમંડળમાં પાછા જોડાઈ જાઓ. પણ તમારે વજન આપવું પડે કે બન્ને વચ્ચે કોઈ વિષય પરત્વે મતભેદ થાય તો તમારે એમના નિર્ણયનો અમલ કરવો. વિચિત્ર વાત હતી. આટલાં વર્ષ સાથે કામ કર્યું તેમાં આવી કોઈ સમસ્યા ખડી થઈ નહોતી. હવે આ વિચાર કયાંથી જન્મ્યો? પણ મોરારજીભાઇએ એમની સ્વાભાવગત સ્પષ્ટ રીત મુજબ કહી દીધું કે હું કોઈ બાંયધરી આપી નહિ શકું. કોઈ શરતી વ્યવસ્થા મને સ્વીકાર્ય નથી. એ મારા સ્વમાનનો પ્રશ્ન છે અને સ્વમાનને ભોગે મારે કોઈ સ્થાન જોઇતું નથી.

## નેહરુ પછી શાસ્ત્રી

આ વાત થયા પછી બે મહિને, 1964ના મે મહિનાની 27મીએ, જવાહરલાલ નેહરુનું અવસાન થયું. ખબર પડી કે તરત મોરારજીભાઈ નેહરુના નિવાસસ્થાને પહોંચી ગયા. ત્યાં વ્યવસ્થાનો અભાવ હતો. આગેવાનો હવે શુ થશે અને નેહરુ પછી શી ગોઠવણ કરવી એની ચિંતા અને ભાંજગડમાં પડી ગયા હતા. મૃતદેહ માટે જે ગોઠવણ કરવાની હતી તે વખતસર થતી ન હતી. એટલે એની વ્યવસ્થા મારોરજીભાઇએ જ કરવા માંડી અને ફટાફટ બધી ગોઠવણો થઈ ગઈ. કેટલાક માણસોએ એવી પણ ટીકા કરી કે મોરારજી નેહરુની ગાદી ઉપર બેસી જવાનો પ્રયાસ કરી રહ્યા છે. મોરારજીભાઇનો ઇરાદો તો જ્યાં વ્યવસ્થાનો અભાવ હતો ત્યાં વ્યવસ્થા કરી આપવાનો હતો. આખરે કોઇકે તો એ કરવું જ પડે!

નેહરુના અવસાન પછી તત્કાળ તો એમના પ્રધાનમંડળના બીજા ક્રમના પ્રધાન

ગુલઝારીલાલ નંદાને કામચલાઉ વડાપ્રધાન બનાવવામાં આવ્યા. તે પછી નવા નેતા ચૂંટવાની વેળા આવી ત્યારે મોરારજીભાઇએ એવો મત દર્શાવ્યો કે નેતાની પસંદગી સંસદીય કૉંગ્રેસ પક્ષ ઉપર છોડવી જોઇએ.

તે વખતે કામરાજ, સંજીવ રેડ્ડી, નિજલિંગપ્પા, એસ. કે. પાટીલ વગેરેની એક સિંડિકેટ મોરારજીભાઈ સત્તા પર ન આવે એવી ખટપટ કરતી હતી. કૉંગ્રેસની કારોબારી સમિતિએ, મોરારજીભાઈનો વિરોધ હોવા છતાં, બહુમતીથી ઠરાવ્યું કે સંસદસભ્યોનો અવિધિસરનો મત (કૉન્સેન્સસ ' કૉંગ્રેસ પ્રમુખ કામરાજે જાણી લેવો. કામરાજે સભ્યોને વ્યક્તિગત રીતે મળીને 'ાહેર કર્યું કે બહુમતી લાલબહાદુર શાસ્ત્રીની તરફેણમાં છે. મોરારજીભાઇએ કહ્યું કે મને આમાં વિશ્વાસ નથી. તેમ છતાં તેમણે કૉન્સેન્સસનો સ્વીકાર કર્યો અને લાલબહાદુર શાસ્ત્રી વિધિપૂર્વક બિનહરીફ નેતા ચૂંટાયા, અને વડાપ્રધાન બન્યા. સિંડિકેટ પોતાના કહ્યાગરા બની રહે એવા વડાપ્રધાનને લાવવા ઇચ્છતી હતી. મોરારજીભાઈ તો કોઈનાય કહ્યાગરા બની રહે નહિ એટલે સિંડિકેટે લાલબહાદુરને પસંદ કરેલા.

## શાસ્ત્રી પછી ઇન્દિરા ગાંધી

1965ના સપ્ટેમ્બરમાં પાકિસ્તાને ભારત પર હુમલો કર્યો અને ભારતીય સૈન્યે પાકિસ્તાની લશ્કરને મારી હઠાવ્યું તે પછી રશિયાના આગ્રહથી સંધિની વાટાઘાટો કરવા શાસ્ત્રીને તાશ્કંદ જવું પડ્યું. ખરી રીતે વિજેતા દેશના પાટનગર દિલ્હીમાં વાટાઘાટો યોજાવી જોઇતી હતી. તેમ છતાં શાસ્ત્રી તાશ્કંદ ગયા. યુદ્ધમાં આપણે પાકિસ્તાન પાસેથી પાછો જીતી લીધેલો મૂળ આપણો જ મુલક ફરી પાકિસ્તાનને સોંપી દેવાનું સ્વીકારવાની શાસ્ત્રીને ફરજ પડી. ભારતની પ્રજામાં એના કેવા પ્રત્યાઘાત પડ્યા હશે તે જાણવા શાસ્ત્રીએ દિલ્હી ફોન કર્યો ત્યારે જાણ્યું કે પ્રજા ખૂબ નાખુશ થઈ છે. તે જ રાત્રે, 1966ની 10મી જાન્યુઆરીએ શાસ્ત્રી ઉપર હૃદયરોગનો હુમલો થયો અને તાશ્કંદમાં જ ્મનું અવસાન થયું. શાસ્ત્રીના અવસાનના કારણ વિષે કેટલાક લોકોએ જાતજાતની કુશંકાઓ કરી. પણ મોરારજી દેસાઈ શાસ્ત્રીના અવસાનને કુદરતી જ માનતા હતા.

દોઢ વર્ષના ગાળામાં ફરી વડાપ્રધાનની પસંદગી કરવાનો પ્રસંગ આવ્યો. ગુલઝારીલાલ નંદાને બીજા વાર કામચલાઉ વડાપ્રધાન નીમ્યા. આ વખતે પણ સિંડિકેટે મોરારજી દેસાઇને વડાપ્રધાનને સ્થાને આવતા અટકાવવાની પેરવી કરી. એમને દૂર રાખવા સિંડિકેટે આ વખતે ઇન્દિરા ગાંધીને ઊભાં કર્યાં. બીજું કોઈ મોરારજીભાઈ સામે નહિ જીતી શકે એમ તેઓને લાગતું હતું. આ વખતે

મોરારજીભાઇએ કૉન્સેન્સસની પદ્ધતિને બદલે રીતસરની ચૂંટણીનો આગ્રહ રાખ્યો અને પોતે ઉમેદવાર તરીકે ઊભા રહ્યા. કામરાજે રાજ્યોના મુખ્ય પ્રધાનોનો સાથ મેળવી સંસદસભ્યોમાં ખૂબ પ્રચાર કર્યો હતો. હારવાનો પૂરો સંભવ હોવા છતાં મોરારજીભાઈ સ્પર્ધામાંથી ખસ્યા નહિ. એમણે કોઇની સાથે સોદાબાજી ન કરી તેમ પ્રચાર પણ ન કર્યો. ફક્ત દરેક સંસદસભ્યને ટેલિફોન કરી એટલું જ કહ્યું કે કોઇની શેહમાં આવ્યા વિના યોગ્ય ઉમેદવારને મત આપજો. મતદાનમાં ઇન્દિરા ગાંધી મોટી બહુમતીથી કૉંગ્રેસ સંસદીય પક્ષના નેતા ચૂંટાયાં અને વડાપ્રધાન બન્યા.

1966ના માર્ચમાં એક વહીવટી સુધારા પંચ (ઍડમિનિસ્ટ્રેટિવ રિફૉર્મ્સ કમિશન) નીમવામાં આવ્યું અને મોરારજીભાઇને તેના અધ્યક્ષ બનાવવામાં આવ્યા. એમની ઇચ્છા એવી હતી કે પંચનું કામ 1967ના અંત સુધીમાં પૂરું કરી નાખવું. સભ્યોને લાગતું હતું કે આ કામ ઓછામાં ઓછાં ત્રણ વર્ષ ચાલશે. મોરારજીભાઇએ એમને સમજાવ્યું કે પંચે બહુ ઝીણી વિગતોમાં ઊતરવાનું ન રાખવું. મોટી મોટી બાબતોના મુખ્ય નિયમો બનાવી આપવા. એમ કરીએ તો 1967ના અંત સુધીમાં આખો અહેવાલ આપી શકાય. પંચે વચગાળાનો જે અહેવાલ આપ્યો તેમાં લોકપાલ અને લોકાયુક્તની નિમણૂકની ભલામણ કરવામાં આવી હતી. લોકપાલ પ્રધાનો સામેના આક્ષેપોની તપાસ કરે અને લોકાયુક્ત સેક્રેટરીઓ સામેના આક્ષેપોની તપાસ કરે એવી યોજના રખાઈ હતી.

1967ની ચૂંટણીમાં સંસદમાં કૉંગ્રેસને ફક્ત 21ની જ બહુમતી મળી. મોરારજીભાઈ સંસદમાં ચૂંટાઈ આવ્યા હતા. નેતાની ચૂંટણીનો પ્રશ્ન આવ્યો ત્યારે એમણે ફરી પોતાની ઉમેદવારી જાહેર કરી. ફરી ઇન્દિરા ગાંધી અને મોરારજી દેસાઈ નેતાપદની સ્પર્ધામાં સામસામાં આવી ગયાં. પણ આ વખતે કૉંગ્રેસ નબળી પડી હતી. કામરાજ પણ ઇન્દિરા ગાંધીના પ્રબળ ટેકેદાર રહ્યા ન હતા. એમણે અગાઉ મોરારજીભાઇને અન્યાય કર્યો હતો એવું પણ સ્વીકાર્યું. પરંતુ એક નવી પંચાત ઊભી થઈ. ઇન્દિરા ગાંધીના કેટલાક ટેકેદારોએ કામરાજને કહ્યું કે જો ઇન્દિરા ગાંધી નેતાપદે નહિ ચૂંટાય તો 40-50 સંસદસભ્યો કૉંગ્રેસ પક્ષ છોડી જશે. મોરારજીભાઇને થયું કે પોતાને લીધે કૉંગ્રેસ તૂટે એવું ન થવા દેવાય. એટલે એ સ્પર્ધામાંથી ખસી ગયા અને ઇન્દિરા ગાંધી બિનહરીફ ચૂંટાઈ આવ્યાં.

## મોરારજીભાઈની જરૂર પડી

1967ની સામાન્ય ચૂંટણીઓ કૉંગ્રેસ માટે વસમી પુરવાર થઈ હતી. ઘણાં રાજ્યોમાં

તેણે બહુમતી ગુમાવી હતી અને સંસદમાં સાવ થોડી બહુમતી મેળવી હતી. આવી પરિસ્થિતિમાં મોરારજીભાઈ જેવા સમર્થ માણસની કેન્દ્રના પ્રધાનમંડળમાં જરૂર હતી. ઇન્દિરા ગાંધી અને કામરાજના આગ્રહથી તેઓ નાયબ વડાપ્રધાન અને નાણાંપ્રધાન તરીકે પ્રધાનમંડળમાં જોડાયા.

કૉંગ્રેસની કારોબારી સમિતિમાં બેંકોના રાષ્ટ્રીયકરણની માગ ઊઠી ત્યારે મોરારજીભાઇએ કહ્યું કે એથી દેશને લાભ નહિ થાય. તેમાં કરોડો રૂપિયાનું વળતર આપવું પડશે અને 'રેડ ટેપિઝમ'(વિલંબી કાર્યવાહી)ના ચક્કરમાં ફસાઈ જઇશું. તે કરતાં બેંકોનું સામાજિક નિયંત્રણ વધુ કાર્યક્ષમ નીવડશે. એટલે એ વખતે બૅંકોનું રાષ્ટ્રીયકરણ અટક્યું અને સામાજિક નિયંત્રણ સ્વીકારાયું.

કારોબારીમાં રાજાઓનાં સાલિયાણાં અને તેમના વિશેષાધિકારો રદ કરવાની માગણી થઈ. મોરારજીભાઈ માનતા હતા કે એમાં વચનભંગ થશે અને આપણી પ્રતિષ્ઠા જશે. સરદારે જેમ એમને સમજાવીને રાજ્યોનું વિલીનીકરણ કર્યું હતું તેવી રીતે આ બાબત પણ થઈ શકે. એથી કારોબારીએ સાલિયાણાંની વાત પડતી મૂકી પણ રાજાઓના વિશેષાધિકારોનો અંત લાવવાનો ઠરાવ કર્યો.

## કૉંગ્રેસનું વિભાજન

1969ના મેની 3જી તારીખે રાષ્ટ્રપતિ ઝાકીર હુસેનનું અવસાન થયું એટલે નવા રાષ્ટ્રપતિની ચૂંટણીનો સવાલ આવ્યો. વડાપ્રધાન ઇન્દિરા ગાંધી એ સ્થાને જગજીવનરામને લાવવા ઇચ્છતાં હતાં, પણ કૉંગ્રેસ પાર્લમેન્ટરી બોર્ડે બહુમતીથી સંજીવ રેડ્ડીને એ સ્થાન માટે ઊભા રાખવાનું ઠરાવ્યું. એથી વડાપ્રધાન ઇન્દિરા ગાંધી બહુ નારાજ થયાં. તેમણે કહ્યું કે આમાં મારું અપમાન થયું છે અને તેનું પરિણામ ગંભીર આવશે.

જુલાઇની 16મીએ ઇન્દિરા ગાંધીએ મોરારજીભાઇને એક પત્ર લખીને જણાવ્યું કે તમારું નાણાંખાતું મેં મારા હાથમાં લઈ લીધું છે અને તમને બીજું ખાતું કયું આપવું તે વિષે આપણે ચર્ચા કરીશું, પણ નાયબ વડાપ્રધાન તરીકે તમે ચાલુ રહો છો. પોતાની સાથે કશી વાત કર્યા સિવાય જ આવો નિર્ણય મોકલી આપવાની અપમાનજનક રીત જોઈ મોરારજીભાઈ ઇન્દિરાજીનો ઇરાદો સમજી ગયા. એમણે તત્કાળ રાજીનામું આપી દીધું. 19મી તારીખે વડાપ્રધાને રાજીનામું સ્વીકારી લીધું અને તે જ દિવસે 14 બેંકોનું રાષ્ટ્રીયકરણ જાહેર કર્યું.

ઇન્દિરા ગાંધીએ 22મી જુલાઇએ સંજીવ રેડ્ડીના નૉમિનેશન પેપરમાં સહી કરી પણ પછી વી. વી. ગિરિને ટેકો આપ્યો. ગિરિ ચૂંટાયા. કૉંગ્રેસ કારોબારીએ

ઇન્દિરા ગાંધીને કૉંગ્રેસના સભ્યપદેથી દૂર કરતો કરાવ કર્યો. સામે પક્ષે ઇન્દિરા ગાંધીએ સંસદીય કૉંગ્રેસ પક્ષની બેઠક બોલાવી. બેઠકમાં ઇન્દિરા ગાંધી પ્રત્યે વિશ્વાસ જાહેર કરવામાં આવ્યો. કૉંગ્રેસી સંસદસભ્યોના ભાગલા પડી ગયા. તેમાં ગિરિના તરફદારોની સંખ્યા મોટી હતી અને સંજીવ રેડ્ડીના ટેકેદારો લઘુમતીમાં આવી ગયા હતા. ઇન્દિરા ગાંધીના નેતૃત્વવાળા ટુકડાને શાસક કૉંગ્રેસ (કૉંગ્રેસ-આર) અને બીજા ટુકડાને સંસ્થા કૉંગ્રેસ (કૉંગ્રેસ-ઓ) નામ આપવામાં આવ્યું. સંસ્થા કૉંગ્રેસના અધ્યક્ષ તરીકે મોરારજીભાઇની પસંદગી થઈ, અને લોકસભામાં તથા રાજ્યસભામાં એ પક્ષના નેતાઓ તરીકે રામસુભગસિંહ અને શ્યામનંદન મિશ્ર નિમાયા.

કૉંગ્રેસના વિભાજન પછી લોકસભામાં શાસક કૉંગ્રેસની બહુમતી ન રહી. ભારતીય સમમ્યવાદી પક્ષ (સી.પી.આઈ.) ના ટેકાથી તેનું કામ તો ચાલ્યું, પણ એ નબળી સ્થિતિમાંથી બહાર નીકળવા ઇન્દિરા ગાંધીએ 1971ના ફેબ્રુઆરીમાં ચૂંટણી કરાવી. તેમાં શાસક કૉંગ્રેસને લોકસભામાં 350 બેઠકો મળી અને સંસ્થા કૉંગ્રેસને ફક્ત 16 મળી. તાજેતરમાં પૂર્વ પાકિસ્તાનમાં સરકારવિરોધી આંદોલનમાં ભારતે જે મદદ કરી હતી અને પરિણામે સ્વતંત્ર બાંગ્લાદેશની સ્થાપના થઈ હતી તેથી ઇન્દિરા ગાંધીને અસાધારણ લોકપ્રિયતા પ્રાપ્ત થઈ હતી.

## વિધાનસભા વિખેરવા ઉપવાસ

1969માં કૉંગ્રેસના વિભાજન પછી ગુજરાત વિધાનસભામાં સંસ્થા કૉંગ્રેસ બહુમતીમાં હતી એટલે તે પક્ષની સરકાર હતી. 1971માં સંસદમાં બહુમતી મેળવ્યા પછી ઇન્દિરા ગાંધીએ ગુજરાતની સરકારને ઉથલાવી નાખી. પછીની ચૂંટણીમાં ગુજરાત વિધાનસભાની 168 બેઠકોમાંથી 140 શાસક કૉંગ્રેસને મળી. મુખ્યપ્રધાન તરીકે કેન્દ્રના પ્રધાન ઘનશ્યામભાઈ ઓઝાને મોકલવામાં આવ્યા. પણ એકાદ વર્ષમાં તેમની સામે અવિશ્વાસનો ઠરાવ લાવી ચીમનભાઈ પટેલ ઇન્દિરા ગાંધીની ઇચ્છા વિરુદ્ધ પક્ષના નેતા ચૂંટાયા અને મુખ્યપ્રધાન બન્યા.

ચીમનભાઇના શાસન દરમિયાન તંગી, ઊંચા ભાવો અને ભ્રષ્ટાચાર સામે લોકમતે જોર પકડ્યું ચીમનભાઇને કાઢવા માટે વિદ્યાર્થીઓનું વ્યાપક આંદોલન શરૂ થયું. આ નવનિર્માણ આંદોલનમાં પોલીસ ગોળીબારમાં 120 જેટલા યુવાનોનો ભોગ લેવાયો. આંદોલને હિંસક રૂપ પકડ્યું. ઇન્દિરા ગાંધીના કાવાદાવાથી ચીમનભાઇનું પ્રધાનમંડળ તૂટી પડ્યું અને ગુજરાતમાં રાષ્ટ્રપતિનું શાસન નાખવામાં

આવ્યું. આમ છતાં વિધાનસભાનું વિસર્જન ન થયું. નવનિર્માણના નેતાઓ વિધાનસભા બરખાસ્ત કરાવવા માગતા હતા એ માગણી જોર પકડતી ગઈ અને ચળવળ વધુ હિંસક બનતી ગઈ.

આંદોલનની હિંસા અટકાવવા અને વિધાનસભા બરખાસ્ત કરાવવા મોરારજીભાઇએ 1974ના માર્ચની 11મીએ ઉપવાસનો આરંભ કર્યો. 15મીએ સરકારે વિધાનસભાનું વિસર્જન કરવાનો નિર્ણય જાહેર કર્યો અને મોરારજીભાઇએ ઉપવાસ છોડ્યા.

## ચૂંટણી કરાવવા ઉપવાસ

વિધાનસભાના વિસર્જન પછી તરત ચૂંટણી કરાવવી જોઇતી હતી. તેને બદલે રાષ્ટ્રપતિનું શાસન લાગુ કરવામાં આવ્યું. છ મહિના પછી સપ્ટેમ્બરમાં તે બીજા છ મહિના લંબાવવામાં આવ્યું.

દરમિયાન ગુજરાતમાં ચોમાસું નિષ્ફળ જતાં સો વર્ષમાં નહિ પડ્યો હોય એવો વસમો દુકાળ પડ્યો. દુકાળને પહોંચી વળવાનું રાષ્ટ્રપતિ – શાસનનું ગજું નથી એવું મોરારજીભાઇને લાગ્યું. વહીવટ તરત લોકોના પ્રતિનિધિઓના હાથમાં મૂકવો જોઇએ. પણ સરકારે તો રાષ્ટ્રપતિનું શાસન માર્ચથી વધુ છ મહિના લંબાવવાનો પ્રસ્તાવ રજૂ કર્યો.

સંસ્થા કૉંગ્રેસે આની સામે સત્યાગ્રહ કરવાનું ઠરાવ્યું. એક લોકસંઘર્ષ સમિતિ પણ રચાઈ. પણ મોરારજીભાઇને લડતમાં હિંસા થવાનો ભય દેખાયો. પોલીસની હિંસા સામે લોકો હિંસા કરી બેસે એ શક્ય જણાયું. એ શક્યતા ટાળવા મોરારજીભાઇએ 1975ની 7મી એપ્રિલથી દિલ્હીમાં પોતાના નિવાસસ્થાને ઉપવાસ શરૂ કર્યા. 13મી એપ્રિલે સરકારે જૂનમાં ચૂંટણી યોજવાનું સ્વીકાર્યું એટલે એમણે ઉપવાસ છોડ્યા.

## ગુજરાતમાં જનતા મોરચો

ગુજરાતમાં ચૂંટણી લડવા માટે સંસ્થા કૉંગ્રેસ, જનસંઘ, ભારતીય લોકદળ, સમાજવાદી પક્ષ અને રિપબ્લિકન પક્ષનો એક જનતા મોરચો રચાયો, તે વખતે ચીમનભાઈ પટેલે કિસાન મજૂર લોક પક્ષ (કિમલોપ) સ્થાપેલો હતો. એટલે ચૂંટણીમાં જનતા મોરચો, શાસક કૉંગ્રેસ અને કિમલોપનો ત્રિપાંખિયો જંગ જામ્યો. મે મહિનાની અધવચથી મોરારજીભાઈ ચૂંટણી-પ્રચાર માટે ગુજરાતને જિલ્લે જિલ્લે ફરી વળ્યા અને બળબળતા તાપમાં ખરે બપોરે પણ એમણે સભાઓમાં ભાષણો કર્યા. ચૂંટણીમાં વિધાનસભાની 181 બેઠકો માંથી 85 બેઠકો જનતા મોરચાને મળી. શાસક કૉંગ્રેસને

75, કિમલોપને 13 અને અપક્ષ ઉમેદવારોને 8 બેઠકો મળી. મોરચાને બહુમતી માટે 6 બેઠકો ખૂટતી હતી. કિમલોપે મોરચાને બિનશરતી ટેકો આપવાનો નિર્ણય રાજ્યપાલને જણાવ્યો એટલે રાજ્યપાલે મોરચાના ચૂંટાયેલા નેતા બાબુભાઈ પટેલનો મુખ્યપ્રધાન તરીકે 19મી જૂને સોગંધવિધિ કરાવ્યો.

જે દિવસે ગુજરાતની ચૂંટણીનું પરિણામ જાહેર થવાનું હતું તે 1975ની 12મી જૂને અલાહાબાદ હાઈકોર્ટે વડાપ્રધાન ઇન્દિરા ગાંધીની 1971ની ચૂંટણીને રદ જાહેર કરી અને તેમને છ વર્ષ સુધી ચૂંટણી લડવા ગેરલાયક ઠરાવ્યાં. ઇન્દિરા ગાંધીએ એ ચુકાદા સામે સુપ્રિમ કોર્ટમાં અપીલ કરી અને ચુકાદાનો અમલ ત્રણ અઠવાડિયાં સુધી મોકૂફ રાખવાનો આદેશ મેળવ્યો. આ વચગાળાના સમયમાં તેમના તરફદારોએ તેમને વડાપ્રધાન તરીકે ચાલુ રહેવાનો અનુરોધ કરતા વિશાળ દેખાવો કર્યા. બીજી બાજુ ઇન્દિરા ગાંધીને રાજીનામું આપવાની ફરજ પાડવા 25મી જૂને બિનસામ્યવાદી વિરોધપક્ષોએ મોરારજી દેસાઇના પ્રમુખપદે લોકસંઘર્ષ સમિતિની રચના કરી. રચના કરવામાં જયપ્રકાશ નારાયણે આગેવાની લીધી હતી. દિલ્હીમાં રામલીલા મેદાનમાં મોરારજીભાઇના પ્રમુખપદે ભરાયેલી જંગી સભામાં જયપ્રકાશજીએ યાદગાર ભાષણ કર્યું અને વડાપ્રધાન સામે શાંતિમય સત્યાગ્રહનો કાર્યક્રમ જાહેર કરવામાં આવ્યો.

## દેશમાં કટોકટી

બીજે દિવસે, 1975ના જૂનની 25મીએ, સરકારે કટોકટીની સ્થિતિ જાહેર કરી અને મોરારજીભાઈ, જયપ્રકાશજી અને વિરોધપક્ષોના અસંખ્ય નેતાઓની ધરપકડ કરી. અખબારો ઉપર એવી કડક સેન્સરશિપ મૂકવામાં આવી કે અટકાયતીઓ વિશે કશા સમાચાર આપી શકાય નહીં.

1975ના જૂનની 26મીએ સવારે ચાર વાગ્યે પોલીસ પકડવા આવી ત્યારે મોરારજીભાઇને વિસ્મય નહોતું થયું. વહેલુંમોડું આવું કંઇક બનશે એવો અણસાર એમને આવી ગયેલો. એમને અને જયપ્રકાશજીને પકડીને સોહના નામના એક સહેલાણી મથકે લઈ જવામાં આવ્યા. બન્નેને પાસેપાસેના બંગલામાં રાખ્યા.

સોહનામાં મોરારજીભાઇએ રાંધેલા ખોરાકનો કાયમ માટે ત્યાગ કરવાનો અને દૂધ ને ફળ ઉપર રહેવાનો નિર્ણય કર્યો. પોતાનું તત્કાલીન નિવાસસ્થાન એમને ઘર જેવું જ લાગતું હતું અને એ તદ્દન સ્વસ્થ થઈને રહેતા હતા. એમણે ઓરડાની બહાર ખુલ્લામાં ફરવાની પરવાનગી માગી ત્યારે જવાબ મળ્યો કે સાંજે સાત વાગ્યા પછી ફરી શકાશે મોરારજીભાઈ કહે "હું કંઈ ચોર નથી કે મારે

અંધારામાં ફરવું પડે." એમણે ઓરડાની અંદર જ સવારસાંજ ફરવાનું રાખ્યું. સોહનાથી જુલાઈની 30મીએ એમને તાઓરૂ ખાતે લઈ જવામાં આવ્યા.

કટોકટી 19 મહિના ચાલી. તે દરમિયાન સંસદ, ન્યાયતંત્ર અને અખબારોને નાકામિયાબ બનાવી દીધેલાં. અખબારો પર સેન્સરશિપ હોવાથી સાચા સમાચાર પ્રગટ થઈ શકતા નહીં, તેથી લોકો ખરાબમાં ખરાબ અફવાઓ પણ સાચી માનવા લાગ્યા. દેશ-પરદેશમાં સરકાર બદનામ થઈ રહી.

# ભારતના વડાપ્રધાન

પોતાની નષ્ટ થયેલી પ્રતિષ્ઠાને પુનઃ સ્થાપિત કરવા ઇન્દિરા ગાંધીએ 1977ના જાન્યુઆરીની 18મીએ લોકસભાનું વિસર્જન કરી નવી ચૂંટણીઓની જાહેરાત કરી. અટકાયતમાં રાખેલા નેતાઓ અને કાર્યકરોને છોડવા માંડ્યા. કટોકટી દરમિયાન લાદેલા હુકમો ઉઠાવી લેવા માંડ્યા. અખબારી અંકુશો દૂર થતાં જ કટોકટી વેળાના જુલમોની હકીકતો પ્રગટ થવા લાગી. અખબારો આ હકીકતોથી ઊભરાવા લાગ્યાં. જુલમોના સમાચારના આ એકસામટા મારાથી લોકોના મનમાં ઇન્દિરા ગાંધીની સરકાર પ્રત્યે પારાવાર નફરત પેદા થઈ.

બીજી બાજુ અટકાયતમાંથી છૂટેલા નેતાઓએ સંયુક્તપણે ચૂંટણી લડવા બધા વિરોધપક્ષોનું એક સંગઠન રચ્યું. જયપ્રકાશ નારાયણે આગેવાની લઈને સંસ્થા કૉંગ્રેસ, જનસંઘ, સમાજવાદીઓ અને ભારતીય ક્રાંતિ દળ વગેરે પક્ષોને એક કર્યા. ચૂંટણીમાં આ સંગઠનને જબરજસ્ત સફળતા મળી અને ઇન્દિરા ગાંધી પોતે પણ હાર્યાં અને તેમની કૉંગ્રેસને બહુ થોડી બેઠકો મળી.

સંસદમાં બહુમતી મેળવનાર પક્ષના નેતાપદ માટે મોરારજી દેસાઈ, જગજીવનરામ અને ચરણસિંહ એ ત્રણ ઉમેદવારો હતા. સ્પર્ધા નિવારવા માટે નેતાની પસંદગી જયપ્રકાશજી અને આચાર્ય કૃપાલાણી ઉપર છોડવામાં આવી. એ બન્નેએ મોરારજીભાઈને નેતા તરીકે પસંદ કર્યા. 1977ના માર્ચની 24મીએ મોરારજી દેસાઈ ભારતના ચોથા વડાપ્રધાન બન્યા.

વિવિધ વિચારવાળાં જૂથોના બનેલા પક્ષને એક રાખવા મોરારજીભાઈએ બનતી મથામણ કરી. એમની જાણીતી મક્કમતાને બાજુએ રાખી અનેક પ્રસંગે ઢીલ મૂકીને કામ લીધું. રાજનારાયણની વિચિત્રતાઓ સહન કરી લીધી. એથી જ તેઓ આ વિવિધરંગી પ્રધાનમંડળને 28 મહિના ટકાવી શક્યા.

જનતા પક્ષની સરકારે ચીજવસ્તુઓના ભાવોને એકંદરે અંકુશમાં રાખ્યા. તેથી તો આજે પણ લોકો એ સરકારને યાદ કરે છે. મોરારજીભાઈએ એવું પણ જાહેર કરેલું કે અમે દસ વર્ષમાં દેશમાંથી બેકારી દૂર કરીશું. પણ એ વચનને કસોટીએ ચડવાની તક ન મળી.

## પક્ષ તૂટ્યો

જનતા પક્ષના સમાજવાદી નેતાઓએ અગાઉના જનસંઘી સભ્યો સામે એવો મુદ્દો ઊભો કર્યો કે તેઓ જનતા પક્ષ અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (આર.એસ.એસ.) એ બન્નેના સભ્ય ન રહી શકે. જનસંઘીઓની દલીલ મુજબ આર.એસ.એસ. કોઈ રાજકીય પક્ષ નથી પણ એક સાંસ્કૃતિક સંસ્થા છે, એટલે તેઓ કંઈ બે રાજકીય પક્ષોનું સભ્યપદ ધરાવતા નથી. મધુ લિમયે, જ્યોર્જ ફર્નાન્ડિઝ, મૃણાલ ગોરે વગેરે આને બેવડું સભ્યપદ ગણાવી વિરોધ કરતાં હતાં. ચરણસિંહ એમને પક્ષે હતા. મોરારજીભાઈ સામે પક્ષે, જનસંઘીઓની તરફેણમાં હતા. આખરે આ જ ઝગડામાં પક્ષ તૂટ્યો.

સંજય ગાંધીએ તક જોઈ જનતા પક્ષમાં ફાટફૂટ પડાવવાની કારવાઈ આદરી. એમણે રાજનારાયણને કહ્યું કે તમે લોકો મોરારજી દેસાઈ સિવાય બીજી કોઇને પણ નેતા બનાવો તો અમે તમને ટેકો આપીશું. સમાજવાદીઓ અને બીજા કેટલાક સભ્યોએ માગણી કરી કે મોરારજીભાઈ નેતા પદેથી ખસી જાય અને જગજીવનરામને નેતા બનાવવામાં આવે. મોરારજીભાઇએ કહ્યું કે પક્ષ બહુમતીથી મારી વિરુદ્ધ ઠરાવ કરે તો જ મારે ખસવું પડે. ફક્ત અમુક માણસોની માગણીને લીધે પોતે ખસી જવા તૈયાર નહોતા.

આ વિખવાદમાં ચરણસિંહે પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું. સમાજવાદીઓ શું કરશે એ વિશે અનિશ્ચિતતા હતી. આ પરિસ્થિતિનો લાભ લઈ કૉંગ્રેસ પક્ષના નેતા યશવંતરાવ ચવ્હાણે સંસદમાં સરકાર સામે અવિશ્વાસનો ઠરાવ રજૂ કર્યો. અવિશ્વાસના ઠરાવ પર મતદાન સરકારની વિરુદ્ધમાં જશે એમ લાગવાથી મોરારજીભાઇએ 15મી જુલાઈ 1979ના રોજ રાજીનામું આપ્યું.

ચરણસિંહ કૉંગ્રેસના ટેકાથી વડાપ્રધાન બન્યા પણ એ સંસદનો સામનો કરી શકે તેમ નહોતા. કૉંગ્રેસે એમને આપેલો ટેકો પાછો ખેંચી લીધો એટલે એમના લીંબુઉછાળ શાસનનો અંત આવ્યો. એમની સલાહથી રાષ્ટ્રપતિ સંજીવ રેડ્ડીએ સંસદ બરખાસ્ત કરી અને નવી ચૂંટણીનો આદેશ આપ્યો. 1980ના જાન્યુઆરીની 10મીએ ઇન્દિરા ગાંધીના કૉંગ્રેસ પક્ષે ચૂંટણીમાં સંસદની બે-તૃતીયાંશ બેઠકો મેળવી. 14મી જાન્યુઆરીએ ઇન્દિરા ગાંધી ફરી વડાપ્રધાન બન્યાં.

# જીવનનાં અંતિમ વર્ષો

84 વર્ષના મોરારજી દેસાઈએ રાજકારણમાં સક્રિય ભાગ લેવાનું ત્યારથી લગભગ બંધ કર્યું. એક અમેરિકન પત્રકાર હર્શે પોતાના પુસ્તકમાં એવો આક્ષેપ કર્યો કે મોરારજી દેસાઈ અમેરિકી જાસૂસી સંસ્થા સી.આઈ.એ.ના એજન્ટ હતા. દેશવિદેશોમાં એ આક્ષેપ સામે વિરોધ થયો. તમામ અખબારોએ અને જાહેર વ્યક્તિઓએ એકી અવાજે આ આક્ષેપને જુઠ્ઠો કહ્યો. પણ મોરારજીભાઈએ અમેરિકાની એક અદાલતમાં હર્શની સામે બદનક્ષીનો દાવો માંડ્યો. બદનક્ષીનો ઇરાદો સાબિત કરી શકાયો નહીં એટલે એ દાવો અદાલતે ફગાવી દીધો.

ત્યાર પછીની મોરારજીભાઈની જીવનકથા જાગૃતિમય નિવૃત્ત જીવનની કથા છે. એ મુલાકાતીઓ સાથે વાતો કરતા, અભિપ્રાય આપતા, નિસર્ગોપચારની સલાહ આપતા અને શાંત જીવન ગાળતા.

1988માં 92 વર્ષની વયના મોરારજીભાઈને પાકિસ્તાને પોતાના દેશનું સર્વશ્રેષ્ઠ સન્માન 'નિશાને પાકિસ્તાન' અર્પણ કર્યું. ચાર વર્ષ પછી 1992માં ભારત સરકારે એમને ભારતનું ઉચ્ચતમ સન્માન 'ભારત રત્ન' એનાયત કર્યું.

1995ના જાન્યુઆરીની 21મીએ 99 વર્ષ પૂરાં કરવા આવેલા મોરારજીભાઈને નેશનલ ફેડરેશન ઑફ ઇન્ડિયન અમેરિકન ઍસોસિયેશન્સ તરફથી 'મહાત્મા ગાંધી શાંતિ પુરસ્કાર' આપવામાં આવ્યો. એ જ વર્ષે રાજસ્થાન જૈન સેવા સમિતિ તરફથી એમને 'અહિંસા પુરસ્કાર' અર્પણ થયો.

1995ના ફેબ્રુઆરીની 28મીએ એમણે 100માં વર્ષમાં પ્રવેશ કર્યો. દેશે એમનો શતાબ્દી-પ્રવેશ પ્રેમથી ઊજવ્યો. તે વખતે તો એમ લાગતું હતું કે એમની શતાબ્દી-પૂર્તિનો ભવ્ય ઉત્સવ કરવાનો મોકો દેશને મળશે. પણ એમ ન બન્યું.

20મી માર્ચે ફેફસાંમાં ચેપ લાગવાથી તથા મગજમાં લોહીની ગાંઠ થવાથી એમને મુંબઈની જસલોક હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા.

10મી એપ્રિલે બપોરે 1-45 વાગ્યે મુંબઈમાં તેમનું અવસાન થયું.

બે દિવસ પછી એપ્રિલની 12મીએ વાયુસેનાના વિમાનમાં એમના મૃતદેહને

મુંબઈથી અમદાવાદ લઈ જવામાં આવ્યો. તે જ દિવસે સાંજે પાંચ વાગ્યે સાબરમતીને કિનારે ગાંધીજીના આશ્રમને અડીને આવેલી ગૌશાળાની ભૂમિ પર રાષ્ટ્રીય સન્માન સાથે તેમના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા.

Lasertypeset by Crystal Hues Ltd., New Delhi-110 049
and printed at Tarang Printers, Delhi-110 092.